શ્રી રામકૃષ્ણ પરમહંસ-જ્ઞાનમાળા, મં૦ ૧ લો.

# મનબોધ

શ્રી સમર્થ રામદાસના મનાચે શ્લોકનો મૂળ સહિત
સમશ્લોકી ગુજરાતી અનુવાદ.

અનુવાદક અને પ્રકાશક

કૃપાશંકર બહેચરલાલ પંડિત.

ખાડીઆ, અમદાવાદ

પ્રસ્તાવના

પ્રો૦ રામચંદ્ર બળવંત આઠવલે.

પ્રથમાવૃત્તિ, ] [ પ્રત ૧૦૦૦.

કિંમત ૫ આના.

## સદ્ગત રસીકલાલ.



જન્મ સં ૧૯૫૧ અવસાન સં ૧૯૮૧

મ્હારા

સદ્‌ગત પુત્ર રસિકલાલને

તેના પુણ્યપંથમાં
તેને જે પ્રિય હતું તે
રામનામના મહિમાથી ભરપૂર
આ સમર્થ રામદાસના 'મનબોધ'ના
૨૭૫ શ્લોકરૂપી મણિગણની અમુલી
માળા સમર્પિત હો.

તેના પિતા.

# પ્રસ્તાવના.

ભાઇ કૃપાશંકર પંડિતે સમર્થ રામદાસ સ્વામીનાં 'मनाचे श्लोक' નામના કાવ્યના પોતે કરેલા ગુજરાતી સમવૃત્ત ભાષાન્તર માટે પ્રસ્તાવના લખવાની મને વિનંતિરૂપ આજ્ઞા કરી છે, એ તેમણે મારા ઉપર મોટો અનુગ્રહ કર્યો છે, એમ હું માનું છું. કેમકે આને લીધે મને સંત, કવિ અને રાજકારણી મહા પુરૂષ તરીકે અખિલ મહારાષ્ટ્રને જ નહિ પરંતુ સમગ્ર હિંદુસ્થાનને પરમ પૂજ્ય એવા સમર્થ રામદાસની વાંગ્મય-સેવા કરવાની અમૂલ્ય તક મને પ્રાપ્ત થઇ છે.

સમર્થ રામદાસ સ્વામીના જીવનચરિત્રની સાથે મહારાષ્ટ્રીયો જેટલો ગુર્જર બંધુઓનો પરિચય ન હોય એ સ્વાભાવિક છે. કારણ કે એક

તો તેમની પ્રવૃત્તિનું મુખ્ય ક્ષેત્ર મહારાષ્ટ્ર જ હતું; બીજું તેમણે પોતાની ચૈતન્યવતી ગ્રંથ રચના મહારાષ્ટ્રભાષામાં જ કરી અને ત્રીજું તેમના રાજનૈતિક ધોરણને લઇને તેમની ઇતર પ્રાંત માંહેની હિલચાલ અત્યન્ત ગુપ્તપણાથી ચાલતી હતી. આવી વસ્તુસ્થિતિ હોવા છતાં હાલની એક રાષ્ટ્રીયત્વની ભાવના અને રાષ્ટ્રીય ચૈતન્યને વખતે વિશાળ દૃષ્ટિના વિચારવંતોનો સ્વામી રામદાસના ચરિત્રની સાથે પરિચય હોય એ અત્યંત આવશ્યક છે. તેથી આ દૃષ્ટિએ અમે સ્વામીજીનું અતિ અલ્પ જીવનચરિત્ર નીચે પ્રમાણે આપવાની રજા લઇએ છીએ.

સમર્થ રામદાસ સ્વામીનો જન્મ સાલીવાહન શકે ૧૫૩૦ માં એટલે ઇ. સ. ૧૬૦૮ માં પૂર્વ મહારાષ્ટ્રમાં જાંબ નામના ગામમાં થયો હતો ઉમ્મરના બારમે વર્ષે તેઓ પોતાના લગ્નસમારંભમાંથી નાશી ગયા અને નાશકની પાસે ટાકળીમાં જઈ

રહી ત્યાં તેમણે બાર વર્ષ સુધી તપ આદર્યું. ત્યાર પછી બાર વર્ષ તીર્થયાત્રા કરવા માટે તેઓએ આખા ભારતવર્ષમાં પ્રવાસ કર્યો. શકે ૧૫૬૬ માં તેઓ કૃષ્ણા નદીના તીરે ચાફળ પ્રાંતમાં આવ્યા. ત્યાં તેઓએ પોતાની આધ્યાત્મિક શક્તિવડે લોકોને પોતાના તરફ આકર્ષ્યા. ઠેકાણે ઠેકાણે હનુમાનની સ્થાપના કરી; સ્થળે સ્થળે મઠો સ્થાપ્યા; ચોમેર શ્રી રામની ઉપાસનાનો પ્રવાહ શરૂ કર્યો: શિષ્યસંપ્રદાય પ્રવર્તાવ્યો; હિંદુ-ધર્મનું સ્વરૂપ પ્રોજ્જ્વલ કરી તે સંબંધીની ઉદાસિનતા દૂર કરી; તે વિશે લોકોમાં અભિમાન જાગ્રત કર્યું; સ્વધર્મરાજ્ય સ્થાપિત કરવાના કાર્યમાં છત્રપતિ શિવાજી મહારાજને પ્રોત્સાહન આપ્યું; તેમને યોગ્ય શિષ્ય જોઈ તેમના ઉપર અનુગ્રહ કર્યો અને તેમના આગ્રહથી સાતારા પાસે સજ્જનગઢ ઉપર રહેવા ગયા; અને ત્યાં શકે. ૧૬૦૩ માં પોતાનુ અવતાર કાર્ય પૂર્ણ કર્યું.

આ શ્રી રામદાસ સ્વામીનું અલ્પ ચરિત્ર છે.

તેમના જીવનમાં અત્યંત મહત્વના ફેરફાર કરનાર પ્રસંગો બહુ થોડા છે; પણ જે છે તે બધા બહુ જ મનન કરવા યોગ્ય અને બોધપ્રદ છે.

એક સુસ્થિતિવાળા અને સુસંપન્ન કુટુંબમાંનો બધાનો પ્રિય થઈ પડેલો એક નાનો છોકરો પોતાના બારમે વર્ષે સૌ કોઈને મોહમગ્ન કરે એવા લગ્ન સમારંભમાંથી, ઘરમાં ત્રાસ થવાથી રીસાઈને નહિ, પણ સર્વ પરિણામોનો વિચાર કરી ભગવત્ પ્રાપ્તિને માટે ઘરમાંથી નાશી જાય, આ એક જ વાત જગતના મહાપુરૂષોના ઇતિહાસોમાં અત્યંત આશ્ચર્યકારક ગણાશે. આ એક જ બીના ઉપરથી સમર્થની અલૌકિકતા અને મહાનુભાવતા સિદ્ધ થાય છે. બાર વર્ષનો છોકરો નાશી ગયો! જે વયમાં બાકીના છોકરાઓ રાત્રિના અંધારામાં ફરવાને માટે ડરે, તે વયમાં સમર્થ નાશી ગયા! અને તે શા માટે? પરમાર્થ સાધનાર્થે. આ વયમાં પરમાર્થ શબ્દનો અર્થ

પણું બીજા છોકરા સમજી શકતા નથી, પણ પૂર્વ જન્મના પવિત્ર સંસ્કારો સહિત જન્મેલા મહાનુભાવને આ વાત સહજ હતી. સમર્થ નવ વર્ષના હતા, તે વખતે તેમની ચિંતાભરી મુખમુદ્રા જોઇ તેમની માતુશ્રીએ તેમને પૂછ્યું: ભાઇ તું શાની ચિંતા કરે છે? તરતજ સમર્થે જવાબ આપ્યો: 'चिंता करितो विश्वाची'–'ચિંતા કરૂં છું વિશ્વની'? નવ વર્ષના બાળકનો આ જવાબ અદ્ભુત રસપરિપૂર્ણ નવલકથામાં પણ નવાઇનો લાગશે. પણ જગદુદ્ધાર માટે અવતરેલા સમર્થની બાબતમાં આ કેવળ સત્ય હતું.

"देवाच्या सख्यत्वा साठी ।
पडाव्या जिवलगांसी तुटी ।
सर्व अर्पावें सेवटीं ।
प्राण तोही वेचावा ॥"

दा. बो. ४-८-८

"પ્રભુના સખ્યત્વને માટે પોતાના અત્યંત પ્રાણ-

પ્રિય સ્વજનોનો વિયોગ થાય તોપણ બહેતર છે. પ્રભુને અર્થે સર્વનું અર્પણ કરવું. છેવટે અવશેષ રહેલો પ્રાણ પણ સમર્પી દેવો." આ તેમના જ વચનો પ્રમાણે તેમણે ગૃહત્યાગ કરી બાર વર્ષ લગી ભગવત્પ્રાપ્તિને માટે ઉગ્ર સાધના કરી. તેમની પરાભક્તિ જોઈ પ્રભુ શ્રી રામચંદ્ર પ્રકટ થયા; અને તેમના ઉપર અનુગ્રહ કર્યો. હવે પછી ભારતવર્ષના ઉદ્ધારને માટે ભગવત્પ્રેરણા થવાથી આખા હિંદુસ્થાનમાં તેઓએ ગુપ્તપણે પર્યટન કર્યું. આ તેમના પ્રવાસનો બાહ્ય હેતુ તીર્થયાત્રા કરવી એવો હતો; પરંતુ દેશસ્થિતિ પ્રત્યક્ષ અવલોકન કરી ભાવી કાર્યની મનમાં યોજના કરવી આ તેમનો અંતરનો હેતુ હતો. એ તેઓએ લખેલા અનેક તેમના છુટાછવાયા કાવ્યો ઉપરથી સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે. પોતાના શિષ્યોને પ્રવાસનો હેતુ અને મહત્વ સમજાવતાં શ્રી સમર્થ કહે છે: "ગામડાંઓ તથા શહેરો જોવાં: તેમાં બને ત્યાં લગી ખરેખર જોઇ લેવાં; અને ભિક્ષાના બહાને

નાનાં મોટાં જેઓ પ્રસંગમાં આવે તે બધાંની પરીક્ષા કરવી; સૃષ્ટિમાં વિવિધ પ્રકારના લોકો હોય છે, તેમનો પરિચય પર્યટનથીજ થાય; અને વિવેકયુક્ત ડહાપણવાળી વાતો પણ સાંભળવાની તક મળે છે, તેથી દરરોજ નવું નવું અતિ દૂર દૂરના પ્રદેશોમાં પણ પર્યટન કરવું." આ પર્યટનના બાર વર્ષ દરમિયાનમાં શ્રીસમર્થે સૂક્ષ્મ દૃષ્ટિએ શું શું જોયું તેની વિસ્તાર પૂર્વક હકિકત જો કે તેમણે લખી રાખી નથી, તોપણ તેનું થોડુંઘણું પોતે જે જોયું તેનું વર્ણન તેમણે લખી રાખ્યું છે. તે ઉપરથી તે વખતની દેશસ્થિતિ આપણે સારી પેઠે સમજી શકીએ છીએ. તેઓ લખે છે કે: "આ વખતે દેશની એટલી બધી વિષમ સ્થિતિ થઇ છે કે એના કરતાં વિશેષ વિષમ સ્થિતિ કલ્પીજ ન શકાય. ભયંકર દારિદ્ય, દુષ્કાળ, શત્રુસૈન્યનો સતત ઉપદ્રવ, ચોરલુંટારાઓનો ત્રાસ, પરધર્મીઓનો

જુલમ. આ બધાથી લોકો ત્રાસ પામી રહ્યા છે. પ્રભુ, તેમની વ્હારે કોણ ધાશે? હજારો ગામો ઉજ્જડ થઇ ગયાં છે; સ્ત્રીઓની લાજ સહિસલામત નથી; કેટલીએ ગુર્જર, મહારાષ્ટ્રીય તેમજ અન્ય દેશની સ્ત્રીઓ મુસલમાનોએ જુલમ ગુજારી વટલાવી છે; કેટલીકને પરદેશમાં લઇ જઇ દૂર દેશાન્તરમાં વેચી છે; કેટલી તો આ ભયથી આત્મઘાત કરે છે; વિગેરે વિગેરે." ઉપર પ્રમાણે વર્ણવેલી મહા ભયંકર સ્થિતિ પ્રત્યક્ષ અવલોકન કરતાં સમર્થ બાર વર્ષ પર્યંત આસેતુહિમાચલ ફર્યા અને તીર્થયાત્રા પૂરી કરી. પોતાના વિયોગ દુઃખથી ઝુરતી પોતાની પ્રેમાળ માતાને મળવા માટે સ્વદેશ આવ્યા. થોડા દિવસ તેના પ્રેમાળ સહવાસમાં ગાળી તેમણે તેમને પરમાર્થનો ઉપદેશ કર્યો. અને દેશસ્થિતિ નિવેદન કરી તે સંબંધી ઉપાય કરવા માટે પોતાને આનંદથી જવાની આજ્ઞા આપે એટલું માતાનું મન તેમણે તૈયાર કર્યું. અને છત્રીસમે વર્ષે પોતે ઉપર જણાવ્યું તે પ્રમાણે કૃષ્ણા

નદીને તીરે ચાફળ પ્રાંતમાં આવીને વસ્યા.

હવે પછીના લગભગ તેમનાં છત્રીસ વર્ષો સમર્થે મહારાષ્ટ્રની અને તે દ્વારા આખા ભારત વર્ષની ધાર્મિક, સામાજીક અને રાજકીય ઉન્નતિને માટે અવિશ્રાંત પ્રયત્ન કરવામાં ગાળ્યાં: આ તેમના પ્રયત્નમાં પચીસ ત્રીસ વર્ષની અંદરજ મધુર ફળની પ્રાપ્તિ થઇ. અને તેમણે પોતાની આંખથી પોતાના પ્રિય મહારાષ્ટ્રમાં-પોતાના "आनंदवनभुवन"માં સ્વાતંત્ર્યલક્ષ્મી આનંદથી વિહાર કરતી જોઇ-આ રમ્ય દ્રશ્ય જોઇ તેઓ સુધન્યપણે ઉદ્ગાર કાઢે છે કે:-

"बुडाला सर्वही पापी हिंदुस्थान बळावला ।
अभक्ताचा क्षयो जाला आनंदवनभुवनीं ॥
बुडाला औरंग्या पापी म्लेच्छसंहार जाहला ।
मांडिली मोडिली क्षेत्रे आनंदवनभुवनीं" ॥

"બધા પાપીઓનો ઉચ્છેદ થયો; અને મારૂં હિંદુસ્થાન પ્રબળ થયું; અભકતો ક્ષય પામ્યા;

આ બધું મારા આનંદવનભુવનમાં. પાપી આરંગજેબ નાશ પામ્યો: મ્લેચ્છનો સંહાર થયો: તુટી ગયેલાં તીર્થક્ષેત્રો ફરી જીર્ણોદ્ધાર પામ્યાં: આ બધું મારાં આનંદવનભુવનમાં". પચીસ વર્ષ પહેલાં તીર્થ યાત્રાના પ્રસંગે તેઓએ પોતાના દેશની જે દીનહીન સ્થિતિ જોઇ હતી, તે સ્થિતિનું નામ નિશાન પણ હવે રહેવા પામ્યું નહોતું. તેના બદલામાં ચોમેર આનંદનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું.

આ મહાન ક્રાન્તિના પ્રસંગે શ્રી સમર્થે જે મહત્વનું કાર્ય કર્યું તે લોકજાગૃતિનું. અસહ્ય જુલમ, ભયંકર દારિદ્ર વિગેરે કારણોથી જનસમાજમાં એટલું તો વિલક્ષણ મનોદૌર્બલ્ય દેખાતું હતું, ધર્મને વિશે એટલી તો અનાસ્થા આવી ગઈ હતી કે હવે પછી હિંદુસ્થાનને સ્વાતંત્ર્ય મળવું અશક્ય છે; હિંદુ ધર્મમાં હવે કશું સત્વ રહ્યું નથી; તે હવે નષ્ટ જ થઇ જવાનો એવી

જનતાની કાયમની માન્યતા થઇ ગઇ હતી. આ ખોટી માન્યતા પોતાની અમોઘ અને સંજીવની વાણીથી શ્રી રામદાસે તદ્દન નિર્મૂળ કરી. પરકીય શત્રુઓ જીતાયલા રાષ્ટ્ર ઉપર આવીજ રીતે પ્રજાના નૈતિક અધ:પાતના બળે રાજ્ય ચલાવે છે. અને તેના જ બળે તે પોતાનો ધર્મનો પ્રચાર પણ-કરી શકે છે. એ રાષ્ટ્રના અપમૃત્યુરૂપ અધ:પાતને સમર્થે સર્વાંશે નષ્ટ કર્યો. તેઓએ જનતાની આ-ગળ પ્રથમ એવું જાહેર કર્યું કે મુસલમાનની સત્તા ગમે તેટલી દ્રઢમૂળ થઇ ગઇ હોય તોપણ તેનો અંત આવવો શકય છે. તેઓ કહે છે: "मना सांग पां रावणा काय जालें। अकस्मात ते राज्य सर्वे बुडालें".॥ "મન: બોલ લંકેશનું શું થયું રે, અકસ્માત તે રાજ્ય સર્વે બુડયું રે." રાવણનું રાજ્ય નષ્ટ થાય એવું કોઇના પણ માનવામાં આવ્યું નહોતું. પણ તે રાજ્યની નિશાની સરખી પણ આજે કયાં છે? તેથી ભગવંતનું ભક્તિપૂર્વક સ્મરણ કરી અને પોતાને

તેમના સેવકો માની સ્વાતંત્ર્યપ્રાપ્તિના ઉદ્યોગ માટે જો તૈયાર થશો તો તમારૂં બુરૂં ત્રૈલોક્યમાં કોઇપણ કરી શકવા સમર્થ નથી. કારણકે ખાત્રીથી માનજો: "समर्थाचिया सेवका वक्र पाहे । असा सर्व भूमंडळीं कोण आहे ?" "સમર્થાનુયાયી પ્રતિ વક્ર, જુએ, હશે કોણ એવો બધા વિશ્વ માંહે." તો હવે કાર્યસિદ્ધિની મનમાં લેશ પણ શંકા રાખ્યા વગર એકદમ યત્ન શરૂ કરો. તમે આ સ્વાતંત્ર્યના મહત્વના કાર્યમાં ફતેહમંદ નીવડવાના જ. કારણ: "रघुनाथ स्मरोनी कार्य करावें । ते तत्काळची सिद्धि पावे । कर्ता राम हे असावें । अभ्यंतरीं ।" "રઘુનાથનું સ્મરણ કરતાં કરતાં કાર્ય જો કરીએ તો તે તરતજ સિદ્ધિપ્રદ બને છે, માત્ર તે કાર્યનો કર્તા રામ છે, એવો અંતઃકરણમાં ખ્યાલ હોવો જોઇએ." સિદ્ધ તો મળશેજ પણ વચ્ચે કદાચ અણધાર્યાં સંકટો પણ તમારા ઉપર આવી પડશે તે વખતે ડગશો નહિ. શ્રી રામ ઉપર અચળ વિશ્વાસ રાખો. તે સંકટ દૂર કરવા માટે તમારી વ્હારે ધાશે.

"सदा चक्रवाकासि मार्तंड जैसा। उडी घालितो संकटी स्वामी तैसा॥" "સદા ચક્રવાકો પ્રતિ સૂર્ય જેવા, મૂકે દોટ તે સંકટે સ્વામી તેવા." એવી રીતે ભયભીત થયેલી પ્રજામાં પ્રચંડ આત્મવિશ્વાસ ઉત્પન્ન કરી તેને સાવધપણાથી ધાર્મિક અને રાજકીય ઉન્નતિ માટે- અખૂટ યત્ન કરવાને માટે સમર્થે પ્રોત્સાહન આપ્યું. દૈવવાદ ઉપર લાત મારી સતત પ્રયત્ન કરવો એ તેમનો પ્રજાને દિવ્ય સંદેશો હતો; "यत्नतो देव जाणावा। यत्ने वीण दरिद्रता"। "યત્નને તો દેવમાંનો યત્ન વગર બધી દરિદ્રતા છે". નશીબમાં હોય તો હરિ આપશે, એવો નામર્દ વિચાર તમને છાજે નહિ. સખત પયત્ન કરી કાર્યસિદ્ધિ મેળવો. એવા પ્રકારનો સેંકડો ઠેકાણે તેમણે જનતાને ઉપદેશ કર્યો છે. એવી રીતે: 'मुख्य हरिकथा निरूपण। दूसरें ते राजकारण। तिसरें ते सावधपण। सर्व विषयीं॥ चौथा अत्यंत साक्षेप।" "મુખ્ય હરિકથા નિરૂપણ, બીજું રાજકારણ, ત્રીજું બધી બાબતોમાં સાવધ-

પણું અને ચોથું મહાભારત પ્રયત્ન". આ સમર્થની દિવ્ય ચતુસ્સુત્રિના અંજનથી લોકોની આંખ ઉપરનું નૈતિક દૌર્બલ્યનું પડલ દૂર થયું; અને તેઓ ધાર્મિક અને રાજકીય સ્વાતંત્ર્યની પ્રાપ્તિના માર્ગે લાગ્યા.

આ જનતાનું શિક્ષણ શ્રી સમર્થે પોતાના મઠદ્વારા આપ્યું. આ મઠોનો ઇતિહાસ એટલે તત્કાલિન રાજકારણનો મહત્વનો ઇતિહાસ. આ મઠો રાજકારણ અને ધર્મના ઉત્કૃષ્ટ કેન્દ્રો હતાં. પ્રત્યેક મુખ્ય મઠ ઉપર પોતાના ખાસ હાથ નીચે તૈયાર થયેલા શિષ્યને શ્રી સમર્થ નિમતા. જે ઠેકાણે મઠ સ્થાપના થાય તે ઠેકાણે હનુમાનજીનું મંદિર તો અવશ્ય સ્થાપેલું હોય જ. હનુમાન એ શક્તિના અધિષ્ટાતા દેવ, તેથી યુવકોની આગળ તે શક્તિનો આદર્શ મૂકી શારીરિક વિકાસ માટે પ્રવર્તન કરવાનું કાર્ય સમર્થે હનુમાનની ઉપાસના દ્વારા કર્યું. મઠમાં બ્રહ્મચારી તરુણોનેજ દાખલ કર-

વામાં આવતો. પ્રથમ તેમને રામચંદ્રની ઉપાસના કરવાનું કહેવામાં આવતું. રાવણ જેવા બલિષ્ટ વીરનું વાનરો જેવા જંગલવાસી લોકોવડે પરાભવ કરાવનાર વીરશ્રેષ્ઠને તરૂણોની આગળ ઉપાસ્ય દેવ તરીકે મૂકવામાં સમર્થે અલૌકિક ચાતુર્ય બતાવ્યું એમાં શંકા નથી. શ્રી રામ ને હનુમાન આ બે દેવાની ઉપાસના એ મઠમાંના પ્રથમ વિધિનિયમો. હવે પછી રાજકારણનું શિક્ષણ અને આચરણ. પણ એ બધું અત્યંત ગુપ્તપણાથી ચાલતું. "राज-कारण उदंड करावें परंतु कळो चि ने दावें ।" "રાજ-કારણ ખૂબ ચલાવવું પણ તે બીજાને કળવા દેવું નહિ." આ સમર્થની પોતાના શિષ્યોને આજ્ઞા હતી. રાજકારણને માટે ચોમેર પ્રવાસ, નિરપેક્ષ સેવાવૃત્તિ, બધાની સાથે પ્રેમથી વર્તવાની ટેવ, લોકસંગ્રહાર્થ ગાયન અને વકતૃત્વકળાનો અભ્યાસ આ તરૂણોની મઠ શિક્ષણપ્રણાલિકા હતી. મઠમાં દરેક તરૂણને માટે સમર્થકૃત 'દાસબોધ' આ નિત્ય પઠનનો ગ્રંથ અને 'મનબોધ' મુખપાઠ કરવાનું

પુસ્તક એમ બે નિયુક્ત કર્યાં હતાં. મઠમાં અત્યંત દેશપ્રેમી, ઉત્સાહી અને ચાલાક છોકરાઓ મળે તો તેમને ખૂદ સમર્થની પાસે મોકલવામાં આવે એવી તેમની આજ્ઞા હતી. આવા તરૂણોની સમર્થ ખાસ પરીક્ષા કરતા અને તેમને પોતાની પાસે રાખી મઠપતિ કરવા માટે કેળવતા. તૈયાર થયા પછી તેમને કયું મહત્વનું કાર્ય કરવાનું કહેવામાં આવતું તે કોઇને પણ જાણવામાં આવતું નહિ. સમર્થે સેંકડો ગુપ્ત શિષ્યો કર્યાં છે, કે જેની માહિતી કોઇને પણ નથી એવું એમના ચરિત્રકારનું કહેવું છે.

આ મઠરૂપી લોકજાગૃતિની ધાર્મિક નિશાળો માત્ર ભિક્ષા ઉપર ચલાવવામાં આવતી, તે લક્ષમાં લેવા યોગ્ય છે. ગ્રામદેવતાનું દેવળ અથવા મારૂતીનું મંદિર એ શાળાનું મકાન. આ બધી નિશાળો જે વિદ્યાપીઠની સત્તા નીચે ચલાવવામાં આવતી તે કેંદ્રવર્તી વિદ્યાપીઠ ચાફળ પ્રાંતમાં સ્થપાયલું હતું: અને તેના કુલપતિ સમર્થ રામદાસ હતા. આ વિદ્યાપીઠે માત્ર છત્રીસ વર્ષમાં

આખા ભારતવર્ષમાં મહાભારત કામ કર્યું. પણ નવાઇની વાત તો એ છે કે બુદ્ધિમાન્ મુસલમાન રાજકર્તાઓને પણ એનો પત્તો સરખો લાગતો નહિ. બહુ તો શું, પણ તેમનામાંથી કોઇએ પણ શિવાજીના ગુરૂને નજરે જોયેલો પણ નહોતો. આવા લગભગ અગીઆરસો મઠો સમર્થે સ્થાપ્યા હતા; આખા હિંદુસ્થાનમાં મઠોની જાળ તેમણે પાથરી હતી, એવા ઐતિહાસિક પુરાવા છે. દક્ષિણમાં છેક રામેશ્વર લગી; અને ઉત્તરમાં છેક અમૃતસર સુધી; હિમાલયમાં બદ્રિકેદાર પર્યન્ત; પૂર્વમાં ગંગાસાગર લગી; સમર્થના મઠો હતા. આપણાં ગુજરાતમાં સુરત, ભરૂચ, અમદાવાદ, વડોદરા અને દ્વારકામાં મઠો હતા. સુરત અને દ્વારકાના મઠાધિપતિનાં નામો શુદ્ધાં ઇતિહાસમાં મળી આવે છે. એક સ્થાનના તરૂણને બીજા પ્રાન્તના મઠાધિપતિ નિમવાની સમર્થની પ્રથા હતી. દાખલા તરીકે ગુજરાતના દયાળજીને બદ્રિકાશ્રમનો મઠાધિપતિ કરવામાં આવ્યો હતો. આ મઠના કાર્યનો હેવાલ

રજુ કરવા માટે વર્ષમાં એક વખત મઠપતિને ખૂદ સમર્થની પાસે આવવું પડતું હતું. પણ બદ્રિકેદાર, ગંગાસાગર વિગેરે દૂરના પ્રાંતોમાંથી મઠાધિપતિ ત્રણ ચાર વર્ષે આવે એવો નિયમ હતો.

મઠની અનેકવિધ પ્રવૃત્તિઓમાંથી પરોઢીએ ઉઠી લોકોને ઉંઘમાંથી જગાડવા અને સદુપદેશ અને રામભજનદ્વારા તેમને અજ્ઞાનમાંથી જાગ્રત કરવા એમ એ પ્રયોજન વાળું લોક જાગૃતિ કરવાનું કામ મહત્વનું ગણાતું. સમર્થના વખતે મુસલમાની રાજ્ય મહારાષ્ટ્રમાં ચોમેર હતું જ. પણ ઇસ્લામી સંસ્કૃતિરૂપી રાહુએ દેશને ગ્રસી નાખ્યો હતો. મુસલમાની ધર્મના કેટલાય આચારો મહારાષ્ટ્રમાં પેસવા લાગ્યા હતા. મુસલમાની ધર્મપ્રસારણના કાર્યમાં "કાફર" જાગૃતિનું કામ ફકિર લોકો કરતા. મધ્ય રાત્રિ પછી ઉઠી આ લોકો રસ્તામાં મોટેથી અલ્લા સબંધી ગીતો ગાતા ફરતા. ચતુર સમર્થના ધ્યાનમાં આ વાત તરતજ આવી અને તેમણે

તેના ઉપર પ્રભાતકાળે ઉઠી પોતાના શિષ્યો પોતે કરેલા 'મનબોધ'ના શ્લોકો મોટેથી ગાય અને લોક જાગૃતિનું કાર્ય કરે એવો ઉપાય શોધી કાઢ્યો. આ તેમના નિયમ પ્રમાણે મહારાષ્ટ્રમાં ચારે તરફ "प्रभाते मनीं राम चिंतीत जावा।" "પ્રભાતે મને રામને ચિંતવી લે." નો મધુર ઘોષ પ્રાતઃકાળમાં જાગ્રત થયેલા લોકોના કાને પડવા લાગ્યો. મધ્ય રાત્રિએ ફરી નિશાચર ફકીરો પોતાનો ઉપદેશ કરે અને તેના ઉપર ત્યારપછી સમર્થના શિષ્યો પ્રરોઢીએ દિવ્ય ઉપદેશ કરી પ્હેલા ઉપદેશને ભૂસી નાંખે એવો રમુજી પ્રકાર તત્કાલીન મહારાષ્ટ્રમાંના અનેક ગામોમાં જોવામાં આવ્યો હશે.

'મનબોધ' માં બીજી ખૂબી એ છે કે જે રાહમાં ફકીર લોકો ગાતા હતા છેક એના જેવા જ ભુજંગપ્રયાત આ તેજસ્વી વૃત્તમાં આ શ્લોકો સમર્થે બુદ્ધિપૂર્વક રચ્યા છે. ઇસ્લામી સંસ્કૃતિ ઉપર આ આર્ય સંસ્કૃતિનો પ્રયાત, તે સંસ્કૃતિનો હુમલો

તે વખતે બહુ જ અસરકારક નીવડ્યો. પરકીય સંસ્કૃતિનો હુમલો પાછો હઠાવવામાં લોકનાયકને આટલી ઝીણી બાબતમાં પણ કેવું ધ્યાન આપવું પડયું છે, તેનો આ અતિ ઉત્કૃષ્ઠ દાખલો છે.

તાત્કાલીન હતબલ જનતાને જે ગ્રંથે ઉજ્જીવિત કરી સ્વાતંત્ર્યોન્મુખ અને પરમાર્થ પ્રવીણ કરી તે 'દાસબોધ' ગ્રંથ ગુર્જર બંધુઓને ભાષાંતરદ્વારા થોડા સમય ઉપર જ પરિચિત થયો છે. ઉદયોન્મુખ રાષ્ટ્રને આ ગ્રંથ કલ્પતરૂ સમાન છે. ભારતીય તરૂણો એના મનઃપૂર્વક જેટલા પારાયણો કરશે તેટલું તેમનું આત્મબળ વધી જશે, એવી અમારી ખાતરી છે. આ ગ્રંથ જો આપણા દેશસેવકોનો વેદ કલ્પીએ તો મનબોધ એ તેમનું ઉપનિષદ્ માનવા યોગ્ય છે. આ નાનો સરખો ગ્રંથ મહારાષ્ટ્રીય ભાષામાં લખાયો છે, તેના બદલામાં જો તે સંસ્કૃત ભાષામાં લખાયો હોત તો સમર્થોપનિષદ્ એવું નામ આપવામાં બીલકુલ

હરકત ન આવત. આ નાના કાવ્યમાં બસોપાંચ જ શ્લોકો છે. પણ તેમાં સમર્થનું બધું જ્ઞાન, બધો અનુભવ અને ઉપદેશ આ સર્વનું સારસર્વસ્વ આવી ગયું છે. તેમાંનો ઉપદેશ પોતાના મનને અનુલક્ષી કર્યો છે. કવિ પોતાના મનને ઉપદેશ કરે છે એવી લોકનાયકની વૃત્તિને છાજે એવી રમ્ય નમ્રતાની કલ્પના એમાં કરેલી હોવાથી એમાંનો ઉપદેશ કર્કશ ન લાગતાં તે તરત મનમાં ઠસી જાય છે. શાશ્વત ધર્મનું રાજકારણ એ સાધનરૂપ છે એવો સમર્થનો મત હોવાથી અને રાજકારણ એ અશાશ્વત સ્વરૂપનું હોવાથી પ્રસ્તુત 'મનબોધ'માં પ્રત્યક્ષ રાજકારણ વિશે એવો એક શ્લોક આવ્યો નથી એ યોગ્ય જ છે; અને તેથી જ આ ગ્રંથ સર્વ કાળે, સર્વ સ્થળે અને સર્વ લોકને વંદ્ય થયા યોગ્ય છે.

એમાંના જન્મની યાતનાના અને મૃત્યુના અવશ્યભાવના સંબંધના હૃદયસ્પર્શી વિચારો

અવિચારી વિલાસી જનોની આંખોને અંજન કરશે. તેમાંનું ભક્તિનમ્ર અંતઃકરણથી કરેલું રામચંદ્રનું વર્ણન ભાવિકોને તલ્લિન કરી નાંખશે. તેમાંનું " ન ભૂલે કદિ રામ દાસાભિમાની." આ દિવ્ય આશ્વાસન દુર્બળ હૃદયમાં પ્રચંડ ધૈર્ય ઉત્પન્ન કરશે. તેમાંનો " જગે ધન્ય તે દાસ સર્વોત્તમીનો. " એ મહંતનો અથવા લોકનાયકનો અથવા ખરૂં કહીએ તો રામદાસનો આદર્શ પોતાને યોગ્યતા વગર આગેવાન કહેવડાવનારને અંતર્મુખ બનાવશે. તેમાંનું "તુટે વાદ સંવાદ તે હિતકારી". એ ચેતવણી વિનાકારણ વાદવિવાદની ધાંધલ મચાવનાર વિવાદીઓને રસ્તે લાવશે. તેમાંનું "ક્રિયાહીણ વાચાળતા વ્યર્થ છે રે " એ નિષ્ઠુર સત્યથી ભરેલું વાક્ય ' अनिर्लोडितकार्यस्य वाग्जालं वाग्मिनो वृथा" । આવા માઘ કવિએ વર્ણવેલા લોકોને શરમાવી કાર્યોન્મુખ કરશે. તેમાંના સદ્ગુરૂ અને યોગીરાણાના લક્ષણો પતંગીઆ ગુરૂને ઉઘાડા પાડશે. તેમાંનું પરબ્રહ્મ સંબંધી "મનઃ સંત આનંત્વ તું શોધી જોજે". આ

ઉપદેશ જ્ઞાન માર્ગીઓને સુદ્ધાં દીપકની પેઠે માર્ગદર્શક નીવડશે. અને છેવટે તેમાં પ્રતિપાદન કરેલી સગુણરામ અને નિર્ગુણ બ્રહ્મના નિ:સંદેહ ઐકયથી મુમુક્ષુના મનની સંશયવૃત્તિ નષ્ટ થઈ તેને પરમ શાંતિ પ્રાપ્ત થશે. એવી રીતે જ્ઞાની, અજ્ઞાની, બદ્ધ, મુમુક્ષુ, નાસ્તિક, આસ્તિક, વાવદૂક, ક્રિયાવાન્, ઉપદેશક, લોકનાયક, દેશસેવક, ભક્ત વિગેરે બધાને આ સમર્થોપનિષદ્ અત્યંત ઉપયોગી છે, તેમાં જરીએ શંકા નથી. તેમાંના એક શ્લોકનું પણ દરરોજ મનન કરવામાં આવે તો અવશ્ય દિવસ સફળ બનશે. ઉદયાભિલાષી દરેક તરૂણ આ બસો પાંચ શ્લોકોની અમુલી મૌકિતકમાળા સદા સર્વદા કંઠમાં ધારણ કરે, એવી અમારી હાર્દિક આશા છે.

આના કરતાં વધારે સમર્થના દિવ્ય ચરિત્ર વિશે તેમજ તેમના 'મનબોધ' આ ગ્રંથ-રત્ન વિશે અમારા જેવો પ્રાકૃત માણસ શું લખે ? આવા સદ્ગ્રંથનો પરિચય ગુર્જર ભાઇઓને અમારા

સન્મિત્ર ભાઇ કૃપાશંકરે કરાવ્યો છે, એ ગુજરાતનું સૌભાગ્ય છે. આ સત્કાર્યને માટે ગુજરાતે તેમનો આભાર માનવો ઘટે છે. એ પહેલાં 'મનબોધ' નું ગુજરાતી ભાષાંતર વિપુલ ટિપ્પણી સાથે શ્રી. આણેરાવે ગુજરાતી ભાષામાં કરેલું પ્રસિદ્ધ છે. પણ સમવૃતમાં કવિનો મર્મ જાણી ભાવગ્રાહી કરેલું ભાષાંતર આ પ્રથમજ છે. ભાઈ કૃપાશંકરનું ભાષાંતર અમે બે ત્રણ વખત લક્ષપૂર્વક જોયું છે; અને મૂળની સાથે સરખાવ્યું પણ છે. તે ઉપરથી અમારો એવો અભિપ્રાય બંધાયો છે કે મૂળના અર્થની તેમાં લગીર ક્ષતિ. થઈ નથી. અમે ગુજરાતીના અભ્યાસી છીએ, ભાષાકોવિદ્ નથી. તેથી ભાષાની બાબતમાં અમે અમારો અભિપ્રાય અધિકારથી આપી શકીએ નહિ; તો પણ અમારા જેવા પારકાને પણ એ ભાષાંતર પ્રસાદયુકત લાગે છે.

આ ભાષાંતરદ્વારા શ્રી રામદાસના આ સદ્ગ્રંથનું પારાયણ ગુર્જર ભાવિકોને ઘેરેઘેર થશે એવી આશા છે; પણ તેનાથી અધિક પણ

એક આશા છે; અને તે એ છે કે આ ગુજરાતી શ્લોકો મ્હોડે કરી ગુર્જર તરૂણો તેમજ ભાવિક વૃદ્ધો પ્રાતઃકાળમાં સુરીલા અવાજમાં ગાતા ગાતા પોળે પોળે ફરશે અને શ્રી સમર્થે ત્રણસો વર્ષ પહેલાં ચાલુ કરેલા લોકજાગૃતિના કાર્યને આગળ વધારશે. આ અમારી અંતર્ આશાને સફળ કરવા જેટલો ઉત્સાહ અને શક્તિ પ્રભુ ગુર્જર બંધુઓમાં પ્રેરે એવી પ્રાર્થનાસહિત અમે વિરમીએ છીએ.

અમદાવાદ, ભદ્ર.
સં. ૧૯૮૨, ચૈત્ર સુ.
કમલા એકાદશી.

રામચંદ્ર બળવંત
આઠવલે.

# અનુવાદકનું થોડુંક કથન.



એક દિવસ હું મારા સ્નેહી શ્રીમાન્ ગણેશ વાસુદેવ માવળંકરને ત્યાં ગયો હતો. ત્યાં દિવાનખાનામાં ટેબલ ઉપર એક નાનું સરખું પુસ્તક પડ્યું હતું. હાથમાં લઇ જોયું તો તે હિંદુત્વના મહાન્ રક્ષક છત્રપતિ શિવાજી મહારાજના પ્રતાપી ગુરૂ સમર્થ રામદાસનું '**मनाचे श्लोक**' નામનું પુસ્તક હતું. થોડાંક આડાંઅવળાં પાનાં ફેરવી તે માંહેલા બે ચારેક શ્લોકો વાંચ્યા અને દિલ ખેંચાયું. ઘેર વાંચવા લઇ જવાની રજા માગી તે પુસ્તક ઘેર આણ્યું. વિશેષ વાંચતાં વિશેષ રસ પડ્યો; અને તેનો સમશ્લોકી અનુવાદ કરવાને હું પ્રેરાયો. અખતરો કરી જોયો, ઠીક લાગ્યું. અને ક્રમેક્રમે સર્વ શ્લોકો પરમાત્માની કૃપાથી પૂરા થયા.

આ કાવ્યનો સમશ્લોકી અનુવાદ કરવાને

પ્રેરાયો તેનું મુખ્ય કારણ તેની સરળ લોક-ભાષા, તેમાં રહેલું સર્વ વેદવેદાંતશાસ્ત્રોનું દોહન, તેમાં ઠેકાણે ઠેકાણે વાંચનારને અથવા શ્રવણ કરનારને ટકોરી જગાડનાર પ્રોત્સાહક વચનો અને સર્વથી વિશેષ તેમાં રહેલું ચૈતન્યપ્રદ સત્વ છે. મહારાષ્ટ્રીય પ્રજાની માફક ગુર્જર—પ્રજામાં આ કાવ્ય પ્રસરે તો કેવું સારૂં ? એવી અભિલાષાથી આ કાવ્યનો મેં યથામતિ અને યથાશક્તિ સમશ્લોકી અનુવાદ કરવા નમ્ર પ્રયાસ કર્યો છે. તેમ કરવામાં કેટલીક ત્રુટિઓ રહી ગઈ હશે, પણ મારા નમ્ર પ્રયાસ તરફ લક્ષ આપી સાક્ષર વર્ગ પોતાનું મોટું મન બતાવશે.

" મહારાષ્ટ્ર દેશમા આ કાવ્ય આબાલવૃદ્ધ સર્વને જાણવામાં છે." "તેમાંના બે ચાર શ્લોકો જેને મ્હોડે નથી, અથવા તેમાંના દશ પાંચ ચરણ જેના જીભાગ્રે નથી એવું કોઇ ભણેલા સ્ત્રી-પુરૂષમાં વિરલજ દીઠામાં આવશે." આ બસોને પાંચ શ્લોકો મહારાષ્ટ્રીય પ્રજાનાં જીવનમાં રચ્યા પચ્યા થઇ ગયા છે; તે તેમનાં જીવના મંત્રો અને

પ્રેરણાત્મક સૂત્રો બન્યા છે. એ શ્લોકો સાદા પણ ગંભીર અર્થવાહક અને સરળ પણ વિરલ શક્તિપ્રદ છે. એ શબ્દલાલિત્યપ્રધાનકાવ્યના નહિ પણ એ વિચારપ્રધાનકાવ્યના શ્લોકો છે; તેથી ઠેકાણે ઠેકાણે છંદોભંગ તરફ દુર્લક્ષ દીઠામાં આવે છે. "આ બસોને પાંચ શ્લોકો અમુલ્લાં મોતીના દાણા સમાન છે." "આ શ્લોકો અતિ અસરકારક છે, તેનું કારણ શ્રીરામદાસની પોતાની પ્રતીતિના તે બોલ છે." આ શ્લોકો શ્રીસમર્થ રામદાસે પોતાના મનને અનુલક્ષીને કર્યા છે અને તે આપણને પોતાના મન સાથે વાતો કરતા શિખવાડી આપણા ચારિત્ર્યને ઘડવા સમર્થ બનાવે છે. આ શ્લોકો સકળ બ્રહ્માંડ અને તેના સામર્થ્ય આદિ પદાર્થોના મૂળરૂપ પરમાત્માની સાથે જોડી તેમાં અચળ વિશ્વાસ કરાવી જીવનના કર્મો અમોઘ અને સફલિત કરવા શક્તિવાન્ બનાવે છે. એ શ્લોકો વ્યવહાર અને પરમાર્થને સધાવનાર છે. એ શ્લોકો જેજે ભૂમિકામાં મનુષ્ય

હોય તે તે ભૂમિકામાં તેને પોષી આગળની ભૂમિ-કામાં વધારવાને ગતિ આપનાર છે. એ શ્લોકો મંદાધિકારીથી માંડી ઉચ્ચાધિકારી સૂધી સર્વને ઉપયોગી છે. તેમાં હિંદુ-ધર્મના સર્વ સાધારણ મુદ્દાઓના સિદ્ધાંતો ગુંથેલા છે, તેથીજ તે સર્વને મનનીય અને માનનીય છે.

આ કાવ્યની શરૂઆત મૂળમાં '**मना सज्जना भक्तिपंथेसि जावें**' એવી રીતે ઉન્નત બનાવનાર કે અવનત બનાવનાર જીવનમાં કેંદ્રરૂપ મનને અનુ-લક્ષીને સહજ સ્ફુરી છે. તેવુંજ પ્રથમ મનને લઈ સહજપણું લાવવા માટે મારે 'મનઃ' એ પ્રમાણે મૂળ સંસ્કૃત પ્રયોગ લઇ 'મનઃ સુજ્ઞરે ભક્તિ-પંથેથી જાજે', એવી છંદ રચના કરવી પડી છે. કાવ્ય અક્ષર મેળના ભુજંગી છંદમાં હોવાથી શરૂઆતમાં ગુજ-રાતીમાં વપરાતા 'મન' અથવા 'મનનો' પ્રયોગ થઇ શકતો નથી તેથી તેવો પ્રયોગ કરવો ઉચિત ગણ્યો નથી. 'મનઃ' એ પ્રમાણે આપણી ગુજ-રાતી ભાષામાં બહુ ઉપયોગ નથી પણ થોડોકે

ઉપયોગ થવા માંડ્યો છે, એ સમાધાનથી તેનો ઉપયોગ કરી મૂળની સહજતાનું અનુકરણ કર્યું છે. તેમજ '**जगीं धन्य तो दास सर्वोत्तमाचा**'। 'જગે ધન્ય તે દાસ સર્વોત્તમીનો'. આમાં '**सर्वोत्तम**' શબ્દ શ્રી રામને માટે, પરમેશ્વરને માટે છે, અને તે ઉત્તમ ભાવવાહક છે. તે શબ્દનો પરમેશ્વરના વાચક તરીકે બ્રહ્મસૂત્રમાં પણ ઉપયાગ કર્યો છે. તેથી તેનો તે શબ્દ ભાષાંતરમાં પણ કાયમ રહે તો સારૂં એવી ઇચ્છાથી છંદ રચનાના કારણે 'સર્વો-ત્તમી', કરીને તે શબ્દનો ઉપયોગ કર્યો છે: ગુજરાતી જ્યોતિષ સાહિત્યમાં વર્ગોત્તમી એવા પ્રાકૃત પ્રયોગ કરવામાં આવે છે. તેથી 'સર્વોત્તમી' શબ્દનો ઉપ-યોગ કરવાને મેં કાંઇક આધાર માન્યો છે. જ્યાં આ કાવ્યમાં જુની મરાઠી ભાષા પ્રમાણે '**कीजे**', '**पाविजे**' એવા પ્રયોગો છે; ત્યાં મેં પણ આપણી ગુજરાતી જુની ભાષા પ્રમાણે 'કીજે', 'લીજે' એવા પ્રયોગને અનુસર્યો છું. કાવ્યરચનામાં જોડણી ગદ્યના જેવી ને તેવી જ રહેવા દીધી છે. અને

વખતના અભાવે તેમાં લઘુ અને ગુરૂ એવા કાવ-તાની રચનાના ચિન્હો મારાથી મૂકાયા નથી. કઠીણુ શબ્દ અને અર્થ માટે કેટલેક ઠેકાણે ટિપ્પણી આપી છે.

આ કાવ્યના બસો ને પાંચ શ્લોકો ભુજંગી છંદમાં છે. તે શ્લોકો જેવાને તેવા શબ્દ રચવામાં અને ભાવમાં ઉતરે તેને માટે બનતું કર્યુ છે. અને તેથીજ તેનાતેજ ભાવના ગુજરાતી સમાન શબ્દોનો, માત્ર ગુજરાતી ભાષાનો મરોડ ફેર કરી ઉપયોગ કરવા મથ્યો છું. સંક્ષેપમાં કહી શકું તો એ કાવ્યના મહારાષ્ટ્રીય ઉપાધિવાળા ચૈતન્યને ગુજરાતી ઉપાધિમાં પલટાવ્યું છે. આ સંયોજન કરવામાં કેટલીક ખામીઓ અને ભૂલો રહી જવા સંભવ છે. અને તે મને પોતાને પણ, જેમ જેમ હું મૂળ અને તેનો અનુવાદ ફરી ફરીને વાંચુ છું, તેમ તેમ તેની પ્રતીતિ થાય છે. મનુષ્યકૃતિમાં ત્રુટિઓ સ્વાભાવિક છે, છતાં શક્તિઅનુસાર કર્યું છે.

આ મારાં અનુવાદનું કાર્ય હું આધાર પૂર્વક કરી શકું તેને માટે મેં અત્રેની વિદ્યાપીઠમાં નિયુક્ત પ્રો૦ રામચંદ્ર બળવંત આઠવલેની મદદ લીધી છે. તેમણે મને પાસે રાખી એકએક શ્લોકોને મૂળ સાથે સરખાવી બે ત્રણ વખત વાંચનની આવૃતિ કરી છે. અને જ્યાં જ્યાં મને અર્થની સંદિગ્ધતા હતી ત્યાં ત્યાં તેનો અર્થ અને કેટલીક ઉચિત સૂચનાઓ તેમણે કરી છે. તેમજ આપણા ગુજરાતી વાચકોને અતિ ઉપયોગી એવી આ કાવ્યની એક પ્રસ્તાવના, મારી વિનંતિથી, લખી આપવા તેમણે મહેરબાની કરી છે. આને માટે હું તેમનો ઋણી થયો છું અને તેને માટે હું તેમનો જેટલો ઉપકાર માનું એટલો ઓછો છે. વળી આ અનુવાદ કરવામાં શ્રી લક્ષ્મણ રામચંદ્ર પાંગારકર બી. એ. તરફથી બહાર પડેલા **'सार्थ व सभाष्य मनोबोध', सत्कार्योत्तेजक सभा–धुळे** તરફથી બહાર પડેલા **'मनाचे श्लोक'**, અને 'મૂળ શ્લોક, તેનું ગુજરાતી ભાષાંતર, વિવરણ

તથા નિર્ણાયક ટિપ્પણી' વિગેરે સહિત ગુજરાતી ગદ્યમાં બહાર પડેલા '**મનના શ્લોક**', આ પુસ્તકોનો મેં ઉપયોગ કર્યો છે. તેથી એ બધાનો અત્રે હું આભાર માનું છું. છેલ્લે, જેમણે પોતાના સદ્‌ગત સુપુત્ર ભાઇ રસિકલાલના સ્મારકમાં દ્રવ્યની મદદ આપી આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનું કાર્ય શકય કરી આપ્યું છે, તે મારા પરોપકારી અને સહૃદયી મિત્ર શ્રીમાન્ નાનાભાઇ દેશાઇ-ભાઇનો હું ઉંડા અંતરથી આભાર માનું છું. પ્રુફ તપાસવાનો મને બરાબર મ્હાવરો ન હોવાથી અને શરૂઆતમાં અતિ ઉતાવળ કરવી પડેલી હોવાથી કેટલીક ભૂલો રહીજવા પામી છે, તે સુધારી વાંચવા વાચકને પ્રાર્થના છે.

ધર્મપ્રધાનસંસ્કૃતિથી ભારતવર્ષનો યથાર્થ ઉત્કર્ષ છે, એવું માનનારા માંહેલો હું એક છું અને તેથી શ્રી સમર્થના આ કાવ્યનો મહારાષ્ટ્રીયો જેવી રીતે મર્મ અને મહત્તા સમજ્યા છે તેવી

રીતે ગુર્જર પ્રજા પણ તે સમજે અને જડ જીવ-નમાં શુદ્ધ ચેતન બહલાવે એવી અભિલાષ સહિત આ મારૂં કથન અત્રે હું પૂરૂં કરૂં છું.

| | |
|---|---|
| અમદાવાદ, ખાડીઆ<br>દેશાઇની પોળ.<br>સં. ૧૯૮૨, ચૈત્ર સુ.<br>વિનાયક ચતુર્થી, વાર શુક્ર. | કૃપાશંકર મ્હેચરલાલ.<br><br>પંડિત, |



## सद्गत रसिकलालनी

# ❀ टुंक जीवनकळा. ❀

---

"सुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते"॥

—भ. गी.

" યોગભ્રષ્ટ પુરૂષ આચાર-શુદ્ધ શ્રીમંતને ઘેર જન્મ લે છે."

સંસારમાં અનેક જીવાત્માઓ જન્મે છે અને અનેક ચાલ્યા જાયછે. પરંતુ પુણ્યશાળી જીવાત્માઓ જન્મ ધારણ કરી પોતાનાં સત્કૃત્ય વડે જે પુણ્ય સ્મૃતિઓ સ્થાઇ રાખી જાય છે તે જીવાત્માઓનું સ્મરણ હમેશ માટે તાજું રહે છે. તેવા પવિત્ર જીવાત્માઓ સંસારમાંથી તો ચાલ્યા જાય છે પણ તેમના પરિચયમાં આવનાર મનુષ્યોના હૃદયમાંથી ચાલ્યા જતા નથી; તેઓ તો હમેશાં અમરજ રહે છે.

" મનબોધ " ના વાંચકોને તેવાજ એક પુણ્યશાળી પવિત્રાત્માનો ટુંક પરિચય કરાવવામાં આવે છે. એ પવિત્ર યુવકનુ નામ રસિકલાલ નાનાભાઇ દેશાઇ હતું. અમદાવાદમાં દાણાપીઠમાં–ધર્મપ્રાણ સંતભક્ત દેસાઇભાઈ કાલીદાસ દેસાઇ નામના એક સજ્જન ગૃહસ્થ નિવાસ કરતા હતા. તેઓ એક ધર્મનિષ્ઠ સુપ્રસિદ્ધ સરકારી વકીલ હતા. તેમને હસ્તે ઘણાં ધાર્મિક કાર્યો થયાં છે, તેથી તેમનું નામ અમર છે. સ્વ. દેસાઇભાઇના દાણાપીઠના મકાનમાં તેમની હયાતીમાં અનેક સાધુ સંતો અને ભક્તોનાં પવિત્ર પગલાં હમેશાં જણાતાં અને ધર્મની કથાઓનો પ્રવાહ ચાલુ રહેતો. સ્વ. દેસાઇભાઇના સત્પુત્રો:–રા. રા. વકીલ હરિલાલભાઇ, રા. રા. નાનાભાઇ, રા. રા. શંકરભાઈ, રા. રા. વિષ્ણુભાઇ; અને એ સર્વને પિતાનો ધર્મનો વારસો મળેલો હોવાથી હજી પણ તેમના મકાનમાં સાધુસંતો અને ભક્તહરિજનોનાં

પવિત્ર પગલાંનાં દર્શન થાય છે; તેમજ ધર્મ કથાઓ અનાર નવાર શ્રવણ કરવામાં આવે છે.

રા. નાનાભાઇના પુત્ર તે સદ્દગત **રસિકલાલ.** રસિકલાલના પિતામહ જેમ ભક્ત અને ધર્મપ્રાણ હતા તેજ પ્રમાણે તેમના માતામહ—ઉમરેઠ નિવાસી સ્વ. જોઇતારાંમ વેણીરામ ભટ્ટ પણ સરળ હૃદયના ભગવત્ ભક્ત હતા.

પિતામહ અને માતામહની ભક્તિનો શુભ વારસો લઇ સં. ૧૯૬૫ ના જેઠ સુદિ બીજ ને ગુરૂ-વારના પવિત્ર દિવસે પ્રાતઃકાલમાં સાત વાગે જન્મેલો યુવક રસિકલાલ બાલ્યાંવસ્થામાંથીજ શાંત, ગંભીર અને આગ્રહી હતો. જેમ જેમ તે ઉમ્મરે વધતો ગયો; તેમ તેમ તેના આ ગુણો વિશેષ વિકાસ પામતા ગયા. તે હસમુખો, આનંદમાં રહેનાર અને ભગવદ્ ભક્ત હતો. જ્યારે જોઇએ ત્યારે તેનું મુખ હસતુંજ જણાતું. તે અંગ્રેજી સાતમા ધોરણમાં અભ્યાસ કરતો, તેના સહાધ્યાયી મિત્રોમાં અંગ્રેજી પવન જણાતો;

છતાં રસિકલાલમાં ઉછાંછળાપણું કે તોછડાપણું જણાતું નહિ; તેનાં વસ્ત્રો સાદાં, તેની રહેણી કરણી સાદી, અને જાણે કોઇક ઉદાસિન વૃતિ-વાળો હોય એવો તે જણાતો; અને પ્રભુના વિચારોમાંજ તે નિમગ્ન રહેતો તથા સત્તર વર્ષની યુવાન વય છતાં તેના મુખમાં વારંવાર એમજ નિકળતું કે "આ સંસાર જોડે આપણે શી સગાઇ છે? માતા કોની? પિતા કોના? સગાં સંબંધી કોનાં? કોઈ કોઈનું નથી. એક ઇશ્વરજ આપણોછે."

માતાપિતાને તે એકનો એક પુત્ર હતો. તેથી માતા કોઇ વખત તેને વાત્સલ્ય ભાવથી ભોજન માટે બોલાવતાં તે વખતે ઉદાસિન રસિકલાલ સ્થિર નેત્રે માતા સ્હામું જોઇ કહેતો કેઃ— "આ શરીરમાં રસિકલાલ કોણ છે તે બતાવો? તમે કોને રસિકલાલ કહો છો? હાથ, પગ, આંખ, મ્હોં, એમાંથી રસિકલાલ કોણ છે? સંસારમાં કોઇ કોઇનું નથી." એમ કહી ઉદાસિન

ભાવેજ, નિર્મોહચિત્તે આહારાદિ કર્મમાં યોજાતો. આહારવિહાર આદિ સંસારી કર્મમાં તે પ્રેરાતો ખરો છતાં તેને વૈરાગ્યજ હતો. તેમ છતાં તે પ્રેમી તો હતોજ. જીવમાત્ર પ્રત્યે તેને પ્રેમ હતો. પ્રેમને લીધેજ તે સેવાધર્મ શિખ્યો હતો.

ભગવાન્ રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ, સ્વામી રામતીર્થ, દેવીભક્તભટ વલ્લભઘોળા વગેરેનાં જીવન ચરિત્રો તેણે વાંચ્યાં હતાં. વાંચીને તેણે ઉત્તમ સૂત્રો આચરણમાં મૂક્યાં હતાં. ભગવાન્ રામકૃષ્ણનો તે પરમ ભક્ત હતો. તેના પિતા નાનાભાઇ એવાં પવિત્ર ચરિત્રો પોતાના ઘરમાં કુટુંબના મનુષ્યો સમક્ષ વાંચતા તે વખતે રસિકલાલ એક ચિત્તે તે ધર્મકથા શ્રવણ કરતો. તેને સોંપવામાં આવતું પ્રત્યેક કામ નિયમિત રૂપે પ્રેમથી તે બજાવતો. ગત વલ્લભ ઘોળાની જયંતી પ્રસંગે પોતાની ફરજ બજાવતાં એક સજ્જનને માઠું લગાડવું પડેલું અને તેમાં કેટલુંક સહન પણ કરવું પડેલું છતાં તેણે સેવાધર્મ તજ્યો નહોતો.

તેના મુખ ઉપરની લખલખાટ પ્રસન્નતા, તેના હૃદયની ભક્તિ, તેનો જગત્ પ્રત્યે ઉદાસિન ભાવ અને તેનાં આશક્તિ રહિત નિર્મળ–પવિત્ર આચરણ જોઈ કહેવું પડે છે કે:—"**शुचीनां श्रीमतां गेहे योग भ्रष्टोऽभिजायते॥**" શ્રી કૃષ્ણ ભગવાને ગીતામાં ઉપરોક્ત સૂત્ર કહ્યું છે તે સત્ય છે. "યોગભ્રષ્ટ પુરૂષો, આચારશુદ્ધ શ્રીમંતને ઘેર જન્મે છે." સત્તર વર્ષના યુવાન રસિકલાલે કેટલાંક કાવ્યો બનાવ્યાં છે; તેમાં, તેનું પ્રભુપરાયણતાવાળું હૃદય જણાઇ આવે છે; અને તેવાંજ કાવ્યો તેને પસંદ હતાં. નિચેનું કવન તેની શાક્ષી પુરે છે:—

"ત્રિકૂટી તણા કિનારે, અહા શું લહું અત્યારે,
ઇન્દુપ્રભા પ્રસારે, શાન્તિ અતિવ ભારે;
સોધ્યું જડે ન ક્યાંહી, રહ્યું તે અમૃત આંહી,
પીયે યોગી ધ્યાન માંહિ, મૃત્યુથી જે ઉગારે: ત્રિકૂટી.

સરિતા ત્રિવેણી આ શી? મહા મુક્તત્વાભિલાષિ,
કરી સ્નાન થઇ દિવ્યાંશી, નિજ અર્થ શીઘ્ર સારે: ત્રિકૂટી.
ચિન્ત્યા મ્હેં નાથને ત્યાં, તેજ ક્ષણે ઓચિંતા,
આવો નિકટ મલપતાં, કર-પ્રાશને પ્રસારે: ત્રિકૂટી.
હું નાથ સાથ જામી, ઉર એકતાને પામી,
જ્યાં સ્વામીની ને સ્વામી, ત્યાં કોણ કોને વારે: ત્રિકૂટી.
મુખ શું શકે ઉચારી, શકે ચિત્ત ના વિચારી,
ભોગો કરાવ્યા ભારી, ત્રિકૂટીમાં પ્રાણધારે: ત્રિકૂટી.
ન ત્રિવેણી માંહિ વારી, ભુજ શ્યામ દેહધારી,
ને ભોગ નિર્વિકારી, એ વસ્તુ કો વિચારે: ત્રિકૂટી"

તે સત્તર વર્ષના ઉછળતા યુવકને ઉપલું કાવ્ય પસંદ પડતું અને તે વારંવાર ગાતો. તે ત્રિકૂટીમાં અને અમૃતપાન કરવામાં શું સમજે? સરિતા ત્રિવેણીમાં સ્નાન કરવાની ઇચ્છા થાય અને મુક્તત્વાભિલાષિ બને જ કેમ? ઉપલા આખા કવનનો ભાવાર્થ સમજનાર સજ્જન સહેજે સમજી શકશે કે તે

પૂર્વ જન્મનો કોઇ ઉત્તમ સંસ્કારી જીવ હતો. પૂર્વના પ્રબળ સંસ્કાર ન હોય તો આવું કવન તેના મુખમાંથી નીકળે જ કેમ? તે ખરેખર એક પ્રભુંપંથનો સાચો પ્રવાસી હતો. પૂર્વનાં કાંઇક ઋણાનુંબંધેજ માત્ર માતાપિતાને ત્યાં જન્મ્યો હતો. આ જન્મમાં તે તો મોક્ષપદનોજ અધિકારી હતો. તે જગતમાં સર્વને સમભાવથીજ જોતો હતો. તેના મુખમાંથી વારંવાર નીકળતું કે :—

"ઇતના તું કરના સ્વામી, જબ પ્રાણ તનસે નીકલે,
ગોવિન્દ નામ લેકર, ફીર પ્રાણ તનસે નિકલે.
શ્રીગંગાજીકા તટ હો, યા યમુનાજીકા બટ હો,
મેરે સાંવરા નિકટ હો, જબ પ્રાણ તનસે નિકલે.
શ્રીવૃન્દાવનકા સ્થલ હો, મેરે મુખમેં તુલસી દલ હો,
વિષ્ણુ ચરણકા જલ હો, જબ પ્રાણ તનસે નિકલે.
સન્મુખ સાંવરા ખડા હો, બંસીકા સ્વર ભરા હો,
તીરછા ચરણ ધરા હો, જબ પ્રાણ તનસે નિકલે.
શિર સોહના મુકુટ હો, મુખડે પે કાલી લટ હો,

ચહી ધ્યાન મેરે ઘટ હો, જબ પ્રાણ તનસે નીકલે.
જબ કંઠ પ્રાણ આવે, કોઇ રોગ ન સતાવે,
યમ દર્શન દીખાવે, જબ પ્રાણ તનસે નિકલે.
મેરા પ્રાણ નીકલે સુખસે, તેરા નામ નીકલે મુખસે,
બચ જાઉં ઘોર દુખસે, જબ પ્રાણ તનસે નીકલે.
ઉસ વકત જલ્દી આનાં, નહિં શ્યામ ભૂલ જાના,
બંસીકી ધૂન સુનાના, જબ પ્રાણ તનસે નીકલે.
ચહનેકસી અરજ હૈ, માનો તો કયા હરજ હૈ,
કુછ આપકા ફરજ હૈ, જબ પ્રાણ તનસે નીકલે.
વિદ્યાનંદકી એ અરજી, ખુબ ગર્જકી હૈ ગરજી,
આગે તુમારી મરજી,, જબ પ્રાણ તનસે નીકલે."

એ આખું ભજન તે વારંવાર સ્મૃતિમાં લાવતો; મધુરૂં હાસ્ય કરી મનમાંજ આનંદ પામતો; અને જાણે ભગવાનનુંજ શરણ લેતો. સ્વ. રસિકલાલની ગ્રાહ્યશક્તિ એટલી બધી તીવ્ર હતી કે તેના મનમાં જે ઉત્તમ વસ્તુ જણાતી તેને તે તુર્તજ ગ્રહણ કરી લેતો. સંગીતનો શોખ લાગતાંજ તે સંગીત શીખ્યો. તે કદિ પણ વિષયવાસનાનાં

સંગીત ગાતો નહિ; તેના મુખમાંથી તો હમેશાં પ્રભુ ભજન નીકળતાં. મધુર કંઠે તે પ્રેમથી ગાતો અને મસ્ત બનતો. વૈદ્યકનો શોખ લાગતાં સારા સારા વૈદ્યક ગ્રંથો વાંચતો ને કેટલાક નિયમો પાળતો. પ્રો. રામમૂર્તિના પ્રસંગમાં આવતાં તેને કસરતનો શૅાખ લાગ્યો હતો. પોતાનું શરીર કસરતથી તેણે સુદૃઢ બનાવ્યું હતું. અને નૈતિક ધાર્મિક વાંચનપર શૅાખ લાગતાં રાત દિવસ—વખત મળતાં તેજ વાંચતો; અને નીતિ—ધર્મના અનેક ઉત્તમ નિયમો ગ્રહણ કરતાં પોતાના કરતાં વિશેષ બુદ્ધિમાન, નીતિજ્ઞ અને ધર્મનિષ્ઠ મિત્રોની સંગતિમાંજ તે ફરતો અને તેમના સદ્ગુણો ગ્રહણ કરતો; અર્થાત્ તે ઉત્તમ વસ્તુઓનો ગ્રાહક હતો. તેથીજ તે ઉત્તમ બન્યો હતો.

તેના કુટુંબમાં તે સર્વને અતિ પ્રિય હતો. હરકોઇ તેનો સમાગમ ઇચ્છતું. તે બધાના સમાગમમાં આવતાં સર્વ સાથે સ્મિતવદને બોલતો,

આનંદ કરતો; છતાં પણ તેનું અંતઃકરણ તો અન્ય વસ્તુમાંજ રત હતું. તેનાં પવિત્ર–નિર્દોષ આચરણ, સમાગમમાં આવનાર મનુષ્યો માટે અનુકરણીય હતાં.

સત્તર વર્ષનો પૂર્વ સંસ્કારી ભ. રામકૃષ્ણ પરમહંસના ઉપદેશથી રંગાયલો ભક્ત રસિકલાલ, માતા પિતાને, સગાં સંબંધીઓને, મિત્રોને અને સમાગમમાં આવનાર મનુષ્યોને હમેશને માટે અશ્રુપાત કરાવતો, ટુંક જીવનલીલામાં સ્વસંસ્કૃતિનું કાર્ય કરી સં. ૧૯૮૧ ના શ્રાવણ સુદ ૨ ને મંગળવારે પ્રાતઃકાલમાં બ્રાહ્મ મુહૂર્તમાંજ આ સંસારનો ત્યાગ કરી પ્રભુપંથે વિચર્યો ! મોક્ષ માર્ગે ચાલ્યો ગયો. તેના ચૈતન્યશૂન્ય શરીરને જોતાંજ એમ થતું કે તે પ્રભુ ધ્યાનમાં નિમગ્ન થયો છે, તેનો નિર્દોષ નિર્વિકારી પણ તેજસ્વી ચહેરો જોતાં એમજ જણાતું કે હમણાં તે ઉઠી બેઠો થશે. હમણાંજ તે હાસ્યભરિત મુખે આપણી સાથે વાતો કરશે. પરંતુ દૈવની ગતિ કોણ જાણે છે ?

સ૦ ગ૦ રસિકલાલના લેખસંગ્રહમાંથી નિચલો સંદેશ અધ્યાત્મ જ્ઞાનમાર્ગના પ્રવાસીઓ માટે મળી આવ્યો છેઃ—

"ધર્મની વાતો કર્યા છતાં, સર્વને પોતારૂપ જ્યાંસુધી મનાતાં નથી, ત્યાંસુધી વાતોમાં ધર્મ સમાતો નથી." "આત્મભાવ એજ મોક્ષ."

સ્વ૦ ગ૦ રસિકલાલ, સર્વ જીવ માત્રમાં આત્મભાવ જોતો. ધન્ય એ પવિત્ર જીવાત્માને, ધન્ય એ પવિત્ર સુસંસ્કારીને ! ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા.

# શુદ્ધિપત્ર

---

| | | | | |
|---|---|---|---|---|
| पृ. | १ | पं. | ४ | राघवाचा |
| ,, | २ | ,, | ७ | जनीं |
| ,, | ३ | ,, | १२ | राहो |
| ,, | ५ | ,, | २ | दंभभाव |
| ,, | ६ | ,, | ८ | सीझावी |
| ,, | ९ | ,, | ५ | पा |
| ,, | १० | ,, | ७ | पाहतां |
| ,, | १२ | ,, | ३ | राघवेवीण |
| ,, | १२ | ,, | ४ | कीर्ति |
| ,, | १२ | ,, | १० | श्लाघ्य |
| ,, | १३ | ,, | १ | मना |
| ,, | १६ | ,, | १४ | अंजनी |
| ,, | १७ | ,, | १ | राघवाची |
| ,, | १९ | ,, | १ | राघवाचें |
| ,, | २० | ,, | ११ | शैलजा |

| | | | | |
|---|---|---|---|---|
| ,, | २१ | ,, | १ | राघवें |
| ,, | २३ | ,, | ७ | આપપાણી |
| ,, | २६ | ,, | २ | राघवीं |
| ,, | २९ | ,, | १२ | મુદ્રા |
| ,, | ३० | ,, | २ | संगतीनें |
| ,, | ३० | ,, | ७ | घडी |
| ,, | ३४ | ,, | ६ | दंभवादं |
| ,, | ३४ | ,, | १५ | લિપ્ત ના |
| ,, | ३५ | ,, | ४ | सर्वोत्तमाचा |
| ,, | ३७ | ,, | ६ | દાસપણુ |
| ,, | ३७ | ,, | १० | या राम नामें |
| ,, | ४० | ,, | ५ | दु:ख |
| ,, | ४१ | ,, | ९ | धेनू, मागे |
| ,, | ४२ | ,, | ७ | त्या |
| ,, | ४२ | ,, | १४ | સ્હાય |
| ,, | ४२ | ,, | १५ | કોઈ |
| ,, | ४३ | ,, | १० | पाहे |

| | | | | |
|---|---|---|---|---|
| ,, | ૪૫ | ,, | ૬ | થરારી |
| ,, | ૪૬ | ,, | ૧ | સુખાનંદકારી |
| ,, | ૪૬ | ,, | ૬ | कदा बाधिंजनापदा |
| ,, | ૪૭ | ,, | ૨ | जयाचंनि |
| ,, | ૪૭ | ,, | ૪ | मर्नी |
| ,, | ૪૯ | ,, | ૪ | मर्नी |
| ,, | ૪૯ | ,, | ૭ | દિનોનો |
| ,, | ૫૧ | ,, | ૨ | राघवाचं |
| ,, | ૫૧ | ,, | ૩ | निर्द्वंद |
| ,, | ૫૧ | ,, | ૧૩ | જીવોમાં |
| ,, | ૫૨ | ,, | ૭ | राघवाची |
| ,, | ૫૨ | ,, | ૧૩ | સંસૃતિની |
| ,, | ૫૪ | ,, | ૨ | नाम |
| ,, | ૫૪ | ,, | ૯ | તોળતાં |
| ,, | ૫૬ | ,, | ૧૩ | અંતકાળમાં |
| ,, | ૬૧ | ,, | ૨ | रामवाचा |
| ,, | ૬૧ | ,, | ૪ | घोष |
| ,, | ૬૨ | ,, | ૧૨ | જવાનું |

| | | | | |
|---|---|---|---|---|
| ,, | ६२ | ,, | १३ | शके |
| ,, | ६३ | ,, | ६ | तेनुं |
| ,, | ६३ | ,, | १० | ख्याति |
| ,, | ६७ | ,, | ३ | भूते |
| ,, | ६७ | ,, | ६ | नर्क |
| ,, | ६९ | ,, | ५ | नानापरी |
| ,, | ७४ | ,, | ३ | पाषांड |
| ,, | ८० | ,, | ४ | कूर्मरुपें |
| ,, | ८० | ,, | ६ | नुपेक्षी |
| ,, | ८१ | ,, | ९ | द्विजांकारणें |
| ,, | ८५ | ,, | १ | देहभावना |
| ,, | ८६ | ,, | ३ | गतीकारणें |
| ,, | ८८ | ,, | ५ | वीण |
| ,, | ९३ | ,, | १ | कदा |
| ,, | ९३ | ,, | ११ | प्राप्त |
| ,, | १०१ | ,, | ३ | शोधितां शोधितां |
| ,, | १०२ | ,, | १३ | गायननुं |
| ,, | १०३ | ,, | ५ | द्वितीयेसी |

| | | | | |
|---|---|---|---|---|
| ,, | ૧૦૩ | ,, | ૧૨ | पाहता |
| ,, | ૧૦૯ | ,, | ૧ | नीति |
| ,, | ૧૧૧ | ,, | ૧૦ | સજ્જનોની |
| ,, | ૧૧૧ | ,, | ૧૩ | जन्मचिंता |
| ,, | ૧૧૩ | ,, | ૮ | બાધે |
| ,, | ૧૧૬ | ,, | ૫ | વિષયે |
| ,, | ૧૧૯ | ,, | ૩ | द्वादशादित्य |
| ,, | ૧૨૨ | ,, | ૫ | चेटकु |
| ,, | ૧૨૨ | ,, | ૮ | साधू |
| ,, | ૧૨૮ | ,, | ૭ | निर्गुणालागि |
| ,, | ૧૩૪ | ,, | ૮ | उपमा ते न साहे |
| મનબોધની આરતીમાં | | પં. | ૪ | प्राकृत |
| ,, | | ,, | ૬ | मननमात्रें |



# પ્રસ્તાવના વિ૦ નું શુદ્ધિપત્ર.

| | | | | |
|---|---|---|---|---|
| પૃ. | ૫ | પં. | ૩ | સમવૃત્ત |
| ,, | ૧૦ | ,, | ૧૪ | છુટાંછવાયાં |
| ,, | ૧૪ | ,, | ૧–૨ | ઔરંગજેબ |
| ,, | ૧૭ | ,, | ૧૧ | હોય |
| ,, | ૧૭ | ,, | ૧૩ | પ્રયત્ન |
| ,, | ૨૮ | ,, | ૬ | સમવૃત્ત |



# મનબોધ

## ૧–મંગળાચરણ.

શ્રી રામ

गणाधीश जो ईश सर्वां गुणाचा ।
मुळारंभ आरंभ तो निर्गुणाचा ।
नमूं शारदा मूळ चत्वार वाचा ।
गमू पंथ आनंत या राघवाचा ॥

[1]ગણાધીશ જે ઇશ સર્વે ગુણોનો,
[2]મૂળારંભ આરંભ તે નિર્ગુણીનો;

---

૧ ગણનો અધીશ અને ગુણનો ઇશ.

૨ મૂળારંભ એટલે નિર્ગુણનો આરંભ; એવા ગણેશ. નિર્ગુણી શબ્દનો ઉપયોગ નિર્ગુણ શબ્દને બદલે પણ એજ અર્થમાં છંદ રચનાના કારણે કરવો પડયો છે. આ બધા શ્લોકો એકજ ભુજંગી છંદમાં છે.

[3]નમુ શારદા મૂળ ચત્વાર વાચા,
[4]લહું શાશ્વતી પંથ જે રામનો આ.

## ૧ હરિભક્તિ અને સદાચાર (૨–૧૦)

૨

मना सज्जना भक्ति पंथेचि जावें ।
तरी श्रीहरी पाविजेतो स्वभावें ।
जनीं निंद्य तें सर्व सोडूनि द्यावें ।
जनीं वंद्य तें सर्व भावें करावें ॥

મન: સુજ્ઞરે ભક્તિ–પંથેથી જાજે,
પછી શ્રીહરિ તો થશે પ્રાપ્ત સ્હેજે:
જને નિંદ્ય તે સર્વ તું છોડી દેજે,
જને વંદ્ય સૌ ભાવથી વર્તી લેજે.

---

૩ પરા, પશ્યન્તી, મધ્યમાં ને વૈખરી આ ચાર પ્રકારની વાણીનું મૂળ–એવા શારદા એ ઉભયને વંદન કરૂં છું.

૪ શાશ્વતી=અનંત શ્રી રામના પંથનું જ્ઞાન થાય એ અભિલાષ.

३

प्रभातें मनीं राम चिंतीत जावा।
पुढे वैखरी राम आधीं वदावा।
सदाचार हा थोर सोडूं नये तो।
जनीं तोचि तो मानवीं धन्य होतो॥

પ્રભાતે મને રામને ચિંતવી લે,
પછી [1]વૈખરી રામ પહેલાં વદી લે;
સદાચાર આ શ્રેષ્ઠ છોડે નહિ જે,
જને સર્વદા માનવી ધન્ય છે તે.

४

मना वासना दुष्ट कामा नयेरे।
मना सर्वथा पापबुद्धी नकोरे।
मना सर्वथा नीति सोडूं नको हो।
मना अंतरी सार वीचार राहो॥

---

૧ વૈખરી રામ: સ્પષ્ટ બોલાતી વાણીમાં રામનું ભજન કર

મન: વાસના દુષ્ટ કામે ન થાશો,
  મન: સર્વથા પાપબુદ્ધિ ન ર્‌હેશો;
મન: ધર્મને નીતિ છોડીશ માં હો,
  મન: અંતરે [1]સાર વિચાર તે હો.

૫

मना पाप संकल्प सोडूनि द्यावा ।
  मना सत्य संकल्प जीवीं धरावा ।
मना कल्पना ते नको वीषयांची ।
  विकारे घडे हो जनीं सर्व चीची ॥

મન: પાપ સંકલ્પ તું છોડી દેજે,
  મન: સત્ય સંકલ્પ ચિત્તે ધરી લે;
મન: કલ્પના તે ન હો વિષયોની,
  વિકારે ફજેતી જને થાય પૂરી.

૬

नको रे मना क्रोध हा खेदकारी ।
  नको रे मना काम नाना विकारी ।

૧ સારભૂત પરમાત્મા તેનો વિચાર.

नको रे मदा सर्वदा अंगिकारु ।
नको रे मना मत्सरु दंभभारु ॥
ન હોરે મનઃ ક્રોધ આ ખેદકારી,
ન હોરે મનઃ કામ નાના વિકારી;
ન હોરે મદે મત્ત તું તો કદાપિ,
ન હોરે મનઃ [1]મત્સરી દંભી ભારી.

૭

मना श्रेष्ठ धारिष्ठ जीवीं धरावें ।
मना बोलणें नीच सोशीत जावें ।
स्वयें सर्वदा नम्र वाचे वदावें ।
मना सर्व लोकांसि रे निववावें ॥
મનઃ શ્રેષ્ઠ તે ધૈર્ય ચિત્તે ધરી લે,
મનઃ બોલવું નીચ તે સોસતો રહે,
સદા જાતથી નમ્ર વાણી વદી લે,
મનઃ પ્રેમથી સર્વને રીઝવી લે.

---

૧ મત્સરવાળો.

८

देहे त्यागितां कीर्ति मागें उरावी।
मना सज्जना हेचि क्रीया धरावी।
मना चंदनाचेपरी त्वां झिजावें।
परी अंतरीं सज्जना नीववावें॥

તનું ત્યાગતાં કીર્તિ વાંસે દીપી રહે,
મનઃ સુજ્ઞ તું એવી ક્રિયા કરી લે;
મનઃ ચંદને જેમ કાયા ઝીઝાવી,
રહે અંતરો સજ્જનોના રીઝાવી.

९

नको रे मना द्रव्य तें पूढिलांचें।
अति स्वार्थबुद्धी न रे पाप सांचे।
घडे भोगणें पाप तें कर्म खोटें।
न होतां मनासारिखें दुःख मोठें॥

ન હોરે મનઃ દ્રવ્ય બીજાનું [1]રંચે,
અતિ સ્વાર્થ બુદ્ધિવડે પાપ [2]સંચે;
પડે વેઠવું પાપ તે કર્મ ખોટું,
નહિ ધાર્યું થાતાં થતું દુઃખ મોટું.

૧૦

सदा सर्वदा प्रीति रामीं धरावी ।
दुःखाची स्वयें सांडि जीवीं करावी ।
देहेदुःख हें सूख मानीत जावें ।
विवेकें सदा स्वस्वरूपीं भरावें ॥

સદા સર્વદા રામમાં રાખ પ્રીતિ,
ન આવે ઉરે યાદી દુઃખોની જેથી;
તનુ દુઃખ એ સુખ તું માની લેજે,
વિવેકે સદા સ્વસ્વરૂપે ભરાજે.

---

૧ જરીએ. ૨ સંચય થાય.

## ૨ વૈરાગ્યનું ઉદ્દીપન (૧૧-૨૭)

૧૧

जनीं सर्व सुखी असा कोण आहे।
विचारें मना तूं चि शोधूनि पाहे।
मना त्वां चि रे पूर्वसंचीत केलें।
तयासारिखें भोगणें प्राप्त जालें॥

જગે સર્વ સુખી હશે કોણ એવો ?
વિચારે સ્વયં મંન તે શોધી જોવો;
કીધું મંનરે તેંજ સંચીત પૂર્વે,
થયા પ્રાપ્ત તેવા તને ભોગ સર્વે.

૧૨

मना मानसीं दुःख आणूं नको रे।
मना सर्वथा शोक चिंता नको रे।
विवेकें देहेबुद्धि सोडूनि द्यावी।
विदेहीपणें मुक्ति भोगीत जावी॥

મનઃ ચિત્તમાં દુઃખ લાવીશ માં રે,
મનઃ સર્વથા શોક ચિંતા ન હો રે;
વિવેકે તનુ બુદ્ધિને છોડી દેવી,
વિદેહીપણે મુક્તિની ભુક્તિ લેવી.

૧૩

मना सांग या रावणां काय जालें ।
अकस्मात तें राज्य सर्वे बुडालें ।
म्हणोनी कुडी वासना सांडि वेगीं ।
बळे लागला काळ हा पाठिलागीं ॥

કહે મન લંકેશનું શું થયું રે,
અકસ્માત તે રાજ્ય સર્વે બુડયું રે;
કુડી વાસના છોડ તત્કાળ તેથી,
પુંઠે કાળ લાગી રહ્યો છે બળેથી.

૧૪

जिवा कर्मयोगें जनीं जन्म जाला ।
परी सेवटीं काळमूखीं निमाला ।

महा थोर ते मृत्युपंथेचि गेले।
कितीयेक ते जन्मले आणि मेले॥

જીવે કર્મયોગે જગે જન્મ ધાર્યો,
છતાં છેવટે કાળમુખે ગ્રસાયો;
મહા શ્રેષ્ઠ તે મૃત્યુ પંથે સીધાવ્યા,
કઈ એક જન્મ્યા અને મૃત્યુ પામ્યા.

૧૫

मना वाहतां सत्य हे मृत्युभूमी।
जिता बोलती सर्वही जीव मी मी।
चिरंजीव हे सर्वही मानिताती।
अकस्मात सांडूनियां सर्व जाती॥

મન: પેખતાં સત્ય આ મૃત્યુ ભૂમિ,
જીવો બોલતા સર્વ હું હુજ જીવી;
ચિરંજીવ આ સર્વને માની લેતા,
અકસ્માત જીવો બધું છોડી જાતા.

१६

मरे येक त्याचा दुजा शोक वाहे ।
अकस्मात तोही पुढें जात आहे ।
पुरेना जनीं लोभ रे क्षोभ त्यातें ।
म्हणोनी जनीं मागुता जन्म घेतें ॥

મરે એક તેનો કરે શોક બીજો,
અકસ્માત તે એ અગાડી જતો જો,
પૂરો ના થતો લોભ રે ક્ષોભ તેથી,
ફરી તેથી જગતે કરે જન્મ પ્રાપ્તિ.

१७

मनीं मानव व्यर्थ चिंता वाहातें ।
अकस्मात होणार होऊनि जातें ।
घडे भोगणें सर्वही कर्मयोगें ।
मतीमंद तें खेद मानी वियोगें ॥

મને માનવી વ્યર્થ ચિંતા ધરે છે,
થતું જે થવાનું અકસ્માત જે તે;

પડે વેઠવું સર્વ આ કર્મ યોગે,
મતિમંદ તે ખેદ માને વિયોગે.

૧૮

मना राघवेवीण आशा नको रे ।
मना मानवाची नको कीर्ति तूं रे ।
जया वर्णितां वेद शास्त्र पुराणें ।
तया वर्णितां सर्वही श्लाघ्यवाणें ॥

મન: રામ વિનાની આશા ન હોરે,
મન: માનવીની તું કીર્તિ ન ગા રે;
સ્તવે જેમને વેદ શાસ્ત્રો પુરાણો,
સ્તવંતાજ જેને બધું [૧]શ્લાઘ્ય જાણો.

૧૯

मना सर्वथा सत्य सोडूं नको रे ।
मना सर्वथा मिथ्य मांडूं नको रे ।

૧ વખાણવાલાયક, યોગ્ય.

मना सत्य ते सत्य वाचे वदावें ।
मना मिथ्य तें मिथ्य सोडूनि द्यावें ॥
મન: સર્વથા સત્ય ના છોડતો રે,
મન: સર્વથા જૂઠું ના સ્થાપતો રે;
મન: સત્ય તે સત્ય વાચાથી કહેજે,
મન: જૂઠું તે જૂઠું તું છોડી દેજે.

૨૦

बहू हिंपुटी होइजे मायपोटीं ।
नको रे मना यातना तेचि मोठी ।
निरोधें पचे कोंडिलें गर्भवासीं ।
अधोमूख रे दुःख त्या बाळकासी ॥
બહુ [1]યાતના માતના ગર્ભમાં છે,
નહો મન રે [2]કષ્ટિ તે ભારી જે છે;
રૂંધાઈ પુરાઈ [3]પચે ગર્ભવાસે,
અધોમુખ ત્યાં બાળ દુઃખોથી ત્રાસે.

---

1 યાતના=પીડા. 2 કષ્ટિ=દુ:ખ. 3=પચે છે=બફાય છે.

૨૧

मना वासना चूकवीं येरझारा ।
मना कामना सांडिरे द्रव्यदारा ।
मना यातना थोर हे गर्भवासीं ।
मना सज्जना भेटवीं राघवासी ॥

મન: વાસનાનો તું ફેરો ચુકાવ,
મન: કામના દ્રવ્ય દારાની છોડ;
મન: યાતના ભારી છે ગર્ભવાસે,
મન: સુજ્ઞ તું રામથી ભેટવી દે.

૨૨

मना सज्जना हीत माझें करावें ।
रघुनायका दृढ चित्तीं धरावें ।
महाराज तो स्वामी वायूसुताचा ।
जना उद्धरी नाथ लोकत्रयाचा ॥

મન: સુજ્ઞ તું હિત મારૂં કરી દે,
રઘુનાથને ચિત્તમાં તું દૃઢી દે;

મહારાજ તે સ્વામી છે મારૂતીના,
જનો તારતા નાથ લોકત્રયીના.

२३

न बोलें मना राघवें वीणकांहीं ।
जनीं वाऊगें बोलतां सूख नाहीं ।
घडीनें घडी काळ आयुष्य नेतो ।
देहांतीं तुला कोण सोडूं पहातो ॥

ન બોલીશ તું રામ વિના કશુંએ,
વૃથા બોલ્યે સુખ જગતે નથી રે;
ઘડીએ ઘડી કાળ આયુષ્ય ખેંચે,
તને અંતમાં જોઉં કે કોણ છોડે.

२४

रघुनायकावीण वायां सिणावें ।
जना सारखें व्यर्थ कां वोसणावें ।
सदा सर्वदा नाम वाचे वसों दे ।
अहतां मनीं पापिणी ते नसों दे ॥

રઘુનાથ વીના વૃથા બોલવું શું ?
જનોના સમું વ્યર્થ તે [1]જલ્પવું શું ?
સદા સર્વદા નામ મુખે વસો રે,
અહંતા રને પાપીણી તે ન હો રે.

૨૫

मना वीट मानूं न को बोलण्याचा ।
पुढें मागुता राम जोडेल कैंचा ।
सुखाची घडी लोटतां सूख आहे ।
पुढें सर्व जाईल कांहीं न राहे ॥

નહિ મન કંટાળતું બોલવાથી,
નહિ તો પછી ભેટશે રામ ક્યાંથી ?
ઘડી સુખની ચાલતાં સુખ ભાસે,
પછી સર્વ જાતાં નહિ કાંઈ રહેશે.

૨૬

देहेरक्षणाकारणें यत्न केला ।
परी शेवटीं काळ घेऊनि गेला ।

1 જલ્પવું=બકવું.

करीं रे मना भक्ति या राघवाची ।
पुढे अंतरीं सोडिं चिंता भवाची ॥
તનુ રક્ષવા કારણે યત્ન કીધા,
છતાં છેવટે કાળમુખે ગ્રસાયા;
કરી લે મન: ભક્તિ સીતાપતિની,
પછી છોડ ચિંતા ઉરે [1]સંસૃતિની.

२७

भवाच्या भयें काय भीतोस लंडी ।
धरीं रे मना धीर धाकासि सांडीं ।
रघुनायकासारिखा स्वामि शीरीं ।
नुपेक्षी कदा कोपल्या दंडधारी ॥
ભયે સંસૃતિના બીએ શું તું ભીરૂ ?
ધરી ધૈર્ય રે છોડજે ધાક બાપુ;
શિરે રામ જેવા રહ્યા સ્વામી ગાજી,
ન ભૂલે કદિ વીફર્યો [2]દંડધારી.

૧ જન્મમરણની. ૨ યમ.

## ૩ શ્રી રામનો પંથ–સગુણ ભક્તિ.

(૨૮—૧૩૫)

### ૧ ન ભૂલે કદી રામ દાસાભિમાની

(૨૮–૩૭)

૨૮

दिनानाथ हा राम कोदंडधारी ।
पुढें पेखमां काळ पोटीं थरारी ।
जना वाक्य नेमस्त हें सत्य मानी ।
नुपेक्षी कदा रामदासाभिमानी ॥

દિનાનાથ આ રામ [1]કોદંડધારી,
ધ્રુજી ઉઠતો કાળ સન્મુખ ભાળી;
જગે વાક્ય લે સત્ય નિઃશંક માની,
ન ભૂલે કદિ રામ [2]દાસાભિમાની.

---

૧ કોદંડ=ધનુષ્ય તેને ધરનાર. ૨ પોતાના ભક્તનું અભિમાન રાખનાર.

२९

पदीं राघवाचें सदा ब्रीद गाजे ।
बळें भक्तरीपूशिरीं कांबि वाजे ।
पुरी वाहिली सर्व जेणे विमानी ।
नुपेक्षी कदा राम दासाभिमानीं ।

પદે રામના સર્વદા [1]બ્રીદ ગાજે,
બળે ભક્તરિપુ શિરે [2]કાંબી ગાજે;
વિમાને અયોધ્યા બધી સાથ લીધી,
ન ભૂલે કદિ રામ દાસાભિમાની.

३०

समर्थाचिया सेवकां वक्र पाहे ।
असा सर्व भूमंडळी कोण आहे !
जयाची लिळा वर्णिती लोक तीन्हीं ।
नुपेक्षी कदा राम दासाभिमानी ॥

१ બ્રીદ=વ્રત, ટેક. શ્રીરામના પગમાં પહેરેલા સાંકળાની ઘુઘરીયો વાગેછે તે જાણે બ્રીદની ગર્જના થતી હોય એમ લાગે છે. २ કાંબી=ધનુષ્ય.

[1]સમર્થાનુયાયીપ્રતિ વક્ર જુએ,
હશે કોણ એવો બધા વિ[2]વમાંહે ?
લીલા વર્ણવે છે ત્રણે લોક જેની,
ન ભૂલે કદિ રામ દાસાભિમાની.

૩૧

महा संकटीं सोडिलें देव जेणें ।
प्रतापे बळें आगळा सर्व गुणें ।
जयाचे स्मरे शैलजा शूळपाणी ।
नुपेक्षी कदा राम दासाभिमानी ॥

મહા ત્રાસથી છોડવ્યા દેવ જેણે,
પ્રતાપે, બળે [2]અગ્ર જે સર્વ ગુણે;
સ્મરે જેમને [3]શૈલ્યની [4]શૂલપાણી,
ન ભૂલે કદિ રામ દાસાભિમાની.

૧ સમર્થ=શ્રીરામ તેના અનુયાયી એટલે તેના ભક્ત.
૨ અગ્ર, સહુથી મોખરે; સહુથી આગળ. ૩ પાર્વતી,
૪ મહાદેવ,

३२

अहल्या शिळा राघवें मुक्त केली ।
पदीं लागतां दिव्य होऊनि गेली ।
जया वर्णितां सोणली वेदवाणी ।
नुपेक्षी कदा राम दासाभिमानी ॥

કરી મુક્ત રામે શિલા જે અહલ્યા,
પદસ્પર્શ થાતાં થઇ દિવ્ય કાયા,
ગૂટી વર્ણતાં જેમને વેદ વાણી,
ન ભૂલે કદિ રામ દાસાભિમાની.

૩૩

वसे मेरु मांदार हे सृष्टिलीळा ।
शशी सूर्य तारांगणं मेघमाळा ।
चिरंजीव केले जनीं दास दोन्ही ।
नुपेक्षी कदा राम दासाभिमानी ॥

૧વસે મેરૂ માંદાર આ સૃષ્ટિ લીલા,
શશિ સૂર્ય તારાગણો મેઘમાળા,

૧ મેરૂ માંદાર આદિ પર્વતો સૂર્ય ચંદ્ર, તારાગણો

[2] કીધા દાસ બેને ચિરંજીવી પ્રાણી
ન ભૂલે કદિ રામ દાસાભિમાની.

૩૪

उपेक्षा कदा रामरूपीं असेना ।
जिवां मानवां निश्चयो तो वसेना ।
शिरीं भार वाहेन बोले पुराणी ।
नुपेक्षी कदा राम दासाभिमानी ॥

[3] ઉપેક્ષા નથી રામને તો કદિએ,
પરંતુ ન નિષ્ઠા જને તે જણાએ,
"વહું ભાર શિરે હું" પુરાણુ વાણી
ન ભૂલે કદિ રામ દાસાભિમાની.

અને મેઘમાળા વિગેરે સૃષ્ટિલીલા જ્યાં લગી રહેશે.
૨ ત્યાં લગી બે=હનુમાન અને વિભીષણ ચિરંજીવી તરીકે સ્થાપિત રહેશે. ૩ અવગણના.

૩૫

असे हो जया अंतरी भाव जैसा ॥
वसे हो तया अंतरी देव तैसा ।
अनन्यास रक्षीतसे चापपाणी ।
नुपेक्षी कदा राम दासाभिमानी ।

રહે અંતરે જેમને ભાવ જેવો,
વસે અંતરે તેમને દેવ તેવો,
અનન્યાશ્રયી રક્ષના ચાપપાણી
ન ભૂલે કદિ રામ દાસાભિમાની.

૩૬

सदा सर्वदा देव सन्नीध आहे ।
कृपाळुपणें अल्पधारिष्ठ पाहे ।
सुखानंद आनंद कैवल्यदानी ।
नुपेक्षी कदा राम दासाभिमानी ॥

સદા સર્વદા દેવ [1]સાનિધ્યમાં છે
કૃપાળુપણે ધૈર્ય થોડુંક પેખે;
સુખાનંદ આનંદ [2]કૈવલ્યદાની
ન ભૂલે કદિ રામ દાસાભિમાની.

૩૭

सदा चक्रवाकासि मार्तंड जैसा।
उडी घालितो संकटी स्वामि तैसा।
हरी भक्तिचा घाव गाजे निशाणीं
नुपेक्षी कदा राम दासाभिमानी॥

સદા ચક્રવાકો પ્રતિ સૂર્ય જેવા,
મૂકે દોટ તે સંકટે સ્વામી તેવા;
[3]નિશાને હરિભક્તિ-ઘા સાર તાણી
ન ભૂલે કદિ રામ દાસાભિમાની.

---

૧ પાસે, ૨ મુક્તિ આપનાર. ૩ એક જાતનું નગારૂં; યુદ્ધનું નિશાન; લક્ષ્ય; સર કરવાની વસ્તુ.

## ૨ મનઃ સુજ્ઞ રે રામમાં વસ્તી કીજે
## ( ૩૮—૪૬ )

૩૮

मना प्रार्थना तूजला येक आहे
  रघूराज थक्कीत होऊनि पाहे ।
अवज्ञा कदा हो यदर्थीं न कीजे
  मना सज्जना राघवीं वास्ति कीजे ॥

તને મન છે પ્રાર્થના મારી એક
  [1] રઘુરાજ આશ્ચર્યદૃષ્ટિથી પેખ;
[2] અવજ્ઞા કદિ આની તો નાજ કીજે.
  મનઃ સુજ્ઞ રે [3] રામમાં વસ્તી કીજે.

૩૯

जया वर्णिती वेदशास्त्रें पुराणं
  जयाचेनि योगें समाधान बाणे ।

૧ રામને આશ્ચર્યયુકત થઇને નિરખ. ૨ અવગણના.
૩ રામમાં નિષ્ઠા કરીને રહે; રામમાં રમણ કર.

तयालागि हें सर्व चांचल्य दीजे
मना सज्जना राघवीं वस्ति कीजे ॥
સ્તવે જેમને વેદ શાસ્ત્રો પુરાણો
[1]સમાધાન થાતું થતાં યોગ જેનો
પદે તેમના સર્વ ચાંચલ્ય દીજે,
મનઃ સુજ્ઞ રે રામમાં વસ્તી કીજે.

૪૦

मना पाविजे सर्व ही सूख जेथें ।
अतीआदरें ठेविजे लक्ष तेथें ।
विवेकें कुडी कल्पना पालटीजे ।
मना सज्जना राघवीं वस्ति कीजे ॥
મનઃ પામીએ સર્વ એ સુખ જેમાં,
અતિ આદરે રાખીએ લક્ષ તેમાં;
વિવેકે [2]કુડી કલ્પના ફેરવીજે,
મનઃ સુજ્ઞ રે રામમાં વસ્તી કીજે.

૧ નિઃસંદેહપણું. ૨ ખોટી.

४१

बहू हिंडतां सौख्य होणार नाहीं ।
सिणावें परी नातुडे हीत कांहीं ।
विचारें बरें अंतरा बोधवीजे ।
मना सज्जना राघवीं वस्ति कीजे ॥

બહુ હિંડતા [२]સૌખ્ય પામે ન ભાઇ,
પ્રયત્નો છતાં હિત થાતું ન કાંઇ;
વિચારે રૂડો અંતરે બોધ દીજે,
મનઃ સુજ્ઞ રે રામમાં વસ્તી કીજે.

४२

बहूतांपरी हेंचि आतां धरावें ।
रघुनायका आपुलेसें करावें ।
दिनानाथ हें तोडरीं ब्रीद गाजे ।
मना सज्जना राघवीं वस्ति कीजे ॥

---

२ સુખ.

બધામાં હવે સાર આતું ધરી લે,
રઘુનાથને [1]નિજનાશા કરી લે;
દિનાનાથના [2]પાદમાં બ્રીદ ગાજે,
મનઃસુજ્ઞ રે રામમાં વસ્તી કીજે.

૪૩

मना सज्जना येक जीवीं धरावें ।
जनीं आपुलें हीत तूंवां करावें ।
रघुनायकावीण बोलों नको हो ।
सदा मानसीं तो निजध्यास राहो ॥

મનઃ સુજ્ઞ તું એક આ ચિત્તમાં લે
જને હિત પોતા તણું તું કરીલે;
રઘુનાથવિના નહિ બોલતો રે.
[3]નિજધ્યાસ આ રૂહો સદા મનમાં રે.

---

૧ પોતાના ૨ પગમાં પહેરેલાં તોડાનો અવાજ થાય છે તે રામ અનાથોના નાથ છે અને તેવું તેમનું બ્રીદ, વ્રત છે એવું સૂચવે છે.

૩ આવો પોતાનો મ્હાવરો; છંદ.

૪૪

मना रे जनीं मौन्यमुद्रा धरावी।
कथा आदरें राघवाची करावी।
नसे राम तें धाम सोडूनि द्यावें।
सुखालागिं आरण्य सेवीत जावें ॥

જને મંનરે ધારવી [1]મૌનમુદ્રા,
સદા આદરે વાંચવી [2]રામગાથા;
નહિ રામ તે ધામને છોડી દેવું,
સુખાર્થે અરણ્યે કરી વાસ રહેવું.

૪૫

जयाचेनि संगे समाधान भंगे।
अहंता अकस्मात येऊनि लागे।

૧ મનનશીલ તે મુનિ અને મુનિનું જે વ્રત તે મૌન; તેની મુદ્રાએ એટલે તેની સ્થિતિ અર્થાત્ રામનુંજ મનન કર. ૨ કથા.

तये संगतीची जनीं कोण गोडी ।
जिये संगतींने मती राम सोडी ॥
[1]સમાધાનવૃત્તિ ત્રુટે જેહ સંગે,
અહંતા અકસ્માત જ્યાં આવી લાગે;
થતાં સંગતિ તેની શો લાભ લોકે ?
થતાં સંગ જેનો મતિ રામ ચૂકે.

૪૬

मना जे घडी राघवेंवीण गेली ।
जनीं आपुलीं ते तुवां हानिकेली ।
रघूनायकावीण तो सीण आहे ।
जनीं दक्ष तो लक्ष लाऊनि पाहे ॥
મન: જે ઘડી રામ વિના ગુમાવી,
જને તેજ તારી કરી હાનિ ભારી;
રઘુનાથ વિના બધું કષ્ટ લોકે.
જને[2] દક્ષ તે લક્ષ રાખી [3]વિલોકે.

---

[1] એકાગ્રતા; સ્થિરતા. [2] કુશળ. [3] અવલોકન કરે.

૩ જગે ધન્ય તે દાસ સર્વોત્તમીનો ૪૭-૫૨

૪૭

मनीं लोचनीं श्रीहरि तोचि पाहे ।
जनीं जाणता भक्त होऊनि राहे ।
गुणीं प्रीति राखे क्रमू साधनाचा ।
जगीं धन्य तो दास सर्वोत्तमाचा ॥

મને લોચને નીરખે શ્રીહરિને,
જને જ્ઞાની તે તો રહે ભક્ત થૈને;
[1]સગુણે પ્રીતિ ને ક્રમે સાધનાના,
જગે ધન્ય તે દાસ સર્વોત્તમીના.

૪૮

सदा देवकाजीं झिजे देह ज्याचा ।
सदा रामनामें वदे नित्य वाचा ।
स्वधर्मेंचि चाले सदा उत्तमाचा ।
जगीं धन्य तो दास सर्वोत्तमाचा ॥

૧ સગુણ બ્રહ્મમાં.

સદા દેવ કાજે તનું જેનું ઝીજે,
સદા રામનું નામ મુખે રટે જે;
સ્વધર્મેથી ચાલે સદા શ્રેષ્ઠતાના,
જગે ધન્ય તે દાસ [1]સર્વોત્તમીના.

૪૯

सदा बोलण्या सारिखें चालताहे।
अनेकीं सदा येक देवासि पाहे।
संगुणीं भजे लेश नाहीं भ्रमाचा।
जगीं धन्य तो दास सर्वोत्तमाचा॥

સદા બોલવા જેવું જાતેથી ચાલે,
[2]અનેકે સદા એક તે દેવ ભાળે;
સગુણી ભજે લેશ ભ્રાંતિ ન જાણો,
જગે ધન્ય તે દાસ સર્વોત્તમીનો.

---

૧ સર્વ શ્રેષ્ઠ તે બ્રહ્મ, તેનો દાસ, ભક્ત, ૨ અનેક=અનેક રૂપે જે આ વિશ્વ રહ્યું છે તેમાં અથવા અનેક દેવોમાં એક દેવને જુએ.

૫૦

नसे अंतरीं कामकारी विकारी।
उदासीन जो तापसी ब्रह्मचारी।
निवाला मनीं लेश नाहीं तमाचा।
जगीं धन्य तो दास सर्वोत्तमाचा॥

નહિ અંતરે કામકારી વિકારી,
ઉદાસીન જે તાપસી બ્રહ્મચારી;
ઠર્યો ચિત્ત ના લેશ અજ્ઞાનતાનો,
જગે ધન્ય તે દાસ સર્વોત્તમીનો.

૫૧

मदें मत्सरें सांडिली स्वार्थबुद्धि।
प्रपंचीक नाहीं जयातें उपाधी।
सदा बोलणें नम्र वाचा सुवाचा।
जगीं धन्य तो दास सर्वोत्तमाचा॥

છૂટયો સ્વાર્થથી, મત્સરેથી, મદેથી,
નહિ લેશ જેને પ્રપંચી ઉપાધિ;
સદા બોલતો નમ્ર ને મિષ્ટ વેણો,
જગે ધન્ય તે દાસ સર્વોત્તમીનો.

૫૨

क्रमी वेळ जो तत्त्वचिंतानुवादें ।
न लिंपे कदा दंभवादें विवादें ।
करी सूखसंवाद जो ऊगमाचा
जगीं धन्य तो दास सर्वोत्तमाचा ॥

વહે આયુ તો [1]તત્ત્વચિંતાનુંવાદે,
કહિ [2]લિપ્ત ના દંભવાદે વિવાદે;
કરે [3]સુખસંવાદ [4]માયાપતિનો,
જગે ધન્ય તે દાસ સર્વોત્તમીનો.

---

૧ તત્વનું ચિંતન અને તેનો અનુવાદ એટલે તેનું વ્યાખ્યાન-પ્રવચન તેની અંદર તેનું આયુષ્ય વ્યતિત થઇ રહ્યું છે. ૨ લિપ્તના એટલે સ્પર્શ થતો નથી. ૩ સુખરૂપ. ૪ બ્રહ્મ.

૫૩

सदा आर्जवी प्रीय जो सर्वलोकीं ।
सदा सर्वदा सत्यवादी विवेकी ।
न बोले कदा मिथ्य वाचा त्रिवाचा ।
जगीं धन्य तो दास सर्वोत्तमाचा ॥

સદા આર્જવી પ્રિય જે સર્વ માંહિ,
સદા સર્વદા સત્યવાદી વિવેકી;
ન મિથ્યા [૫]ત્રિવાચા કદિ બોલવાનો,
જગે ધન્ય તે દાસ સર્વોત્તમીનો.

૫૪

सदा सेवि आरण्य तारुण्य काळीं ।
मिळेना कदा कल्पनेचेनि मेळीं ।
चळेना मनीं निश्चयो दृढ ज्याचा ।
जगीं धन्य तो दास सर्वोत्तमाचा ॥

---

[૫] ત્રણેકાળમાં

અરણ્યે વસે નિત્ય તારૂણ્યકાળે,
ભળેના કદિ [1]કલ્પનાસંગમેળે;
ચળેના મને નિશ્ચયે જે દઢાણો,
જગે ધન્ય તે દાસ સર્વોત્તમીનો.

૫૫

नसे मानसीं नष्ठ आशा दुराशा
वसे अंतरीं प्रेमआशा. पिपाशा।
ऋणी देव हा भक्तिभावें जयाचा।
जगीं धन्य तो दास सर्वोत्तमाचा ॥

નહિ મંનમાં દુષ્ટ આશા દુરાશા,
વસે અંતરે પ્રેમઆશાપિપાસા;
ઋણી દેવ આ ભકિતભાવેથી જેના,
જગે ધન્ય તે દાસ સર્વોત્તમીના.

---

૧ અનેક કલ્પનાઓના સંગરૂપી મેળામાં.

૫૬

दिनाचा दयाळु मनाचा मयाळु ।
स्नेहाळु कृपाळु जनीं दासपाळु ॥
तया अंतरीं क्रोध संताप कैंचा ।
जगीं धन्य तो दास सर्वोत्तमाचा ॥

દિનોનો દયાળુ મનેથી મયાળુ,
કૃપા-સ્નેહધારી જને દાસપાળુ;
ઉરે તેહને ક્રોધ સંતાપ શાનો ?
જગે ધન્ય તે દાસ સર્વોત્તમીનો.

## ૪ નિષ્કામ ભકિત અને વાદ વિરોધતા

૫૭–૬૬

૫૭

जगीं होइजे धन्य या राम नामें ।
क्रिया भक्ति ऊपासना नित्यनेमें ।

उदासीनता तत्वता सार आहे ।
सदा सर्वदा मोकळी वृत्ति राहे ।
થવું જગતમાં ધન્ય આ રામનામે,
ક્રિયા ભકિત ઉપાસના નિત્યનેમે;
[1]ઉદાસિનતા તત્વત: સાર તો છે,
સદા સર્વદા મોકળી વૃત્તિ રૂહે છે.

૫૮

नको वासना वीषई वृत्तिरूपं ।
यदर्थी जडे कामना पूर्वपापें ।
सदा राम निःकाम चिंतीत जावा
मना कल्पना लेश तो ही नसावा ॥
ન હો વાસના વિષયી વૃત્તિરૂપે,
પદાર્થે જડે કામના પૂર્વપાપે;
સદા રામ નિષ્કામથી ચિંતવ્યો રૂહે,
ન હો મનરે કલ્પનાલેશ તો રે.

1 નિઃસંગતા.

૫૯

मना कल्पना कल्पितां कल्पकोटी ।
नव्हे रे नव्हे सर्वथा राम भेटी ।
मनीं कामना राम नाहीं जयाला ।
अति आदरं प्रीति नाहीं तयाला ।।

મન: કલ્પના કલ્પતાં કલ્પકોડે,
નહિ રે નહિ સર્વથા રામ ભેટે;
મને કામના રામ પ્રાપ્તિ ન જેને,
અતિ આદરે પ્રીતિ થાએ ન તેને.

૬૦

मना राम कल्पतरु कामधेनु ।
निधीसार चिंतामणी काय वानूं ।
जयाचेनि योगें घडे सर्व सत्ता ।
तया साम्यता कायसी कोण आतां ।।

મન: રામ [1]ઇચ્છાતરૂ કામધેનુ,
નિધિસાર ચિંતામણી શું હું વર્ણું;
થતાં યોગ જેનો મળે સર્વ સત્તા,
જગે કોણુ કોનાથી છે સામ્ય તેના.

૬૧

उभा कल्पवृक्षातळीं दुःख वाहे।
तया अंतरीं सर्वदा तेंचि आहे।
जनीं सज्जनीं वाद हा वाढवावा।
पुढें मागुता शोक जीवीं धरावा॥

નીચે કલ્પવૃક્ષે ઉભો દુ:ખ આણે,
રહે અંતરે સર્વદા તેજ તેને,
જને સજ્જને [2]વાદ વિસ્તારવો આ
પછી અંતરે શોક ક્લેશો થવાના.

---

૧ કલ્પવૃક્ષ. ૨ અહંકારને વશ થઈ વાદના પ્રકારને વિસ્તારવામાં આવે તો.

૬૨

निजध्यास तो सर्व तूटोनि गेला ।
बळें अंतरीं शोकसंताप ठेला ।
सुखानंद आनंद भेदें बुडाला ।
मनीं निश्चयो सर्व खेदें उडाला ॥

[1]નિજધ્યાસ તે સર્વ વિચ્છેદ પામ્યો
ગળે અંતરે શોકસંતાપ જામ્યો;
સુખાનંદ આનંદ ભેદથી ડુબ્યો,
ઉડે સર્વ સિદ્ધાંત ખેદથી ઉડ્યો.

૬૩

घरीं कामधेनू पुढें ताक मागे ।
हरिबोध सांडूनि वीवाद लागे ।
करीं सार चिंतामणी काचखंडें ।
तया मागतां देत आहे उदंडें ॥

---

૧ સ્વસ્વરૂપાનુસંધાન; પોતાના આત્મસ્વરૂપનું જ્ઞાન.

ગૃહે કામધેનુ કને [1]તક્ર માગે,
હરિબોધ છોડી સચ્ચો રૂડે વિવાદે;
[2]કરે સાર ચિંતામણિ કાચ માગે,
દીએ ખૂબ તેને નહિ વાર લાગે.

૬૪

अति मूढ त्या दृढ बुद्धी असेना ।
अति काम त्या राम चितीं वसेना ।
अति लोभ त्था क्षोभ होईल जाणा ।
अती वीषई सर्वदा दैन्य वाणा ॥

અતિ મૂઢ તેને ન બુદ્ધિ દૃઢી રૂહે,
અતિ કામ તેને નહિ રામ ઉરે;
અતિ લોભ ત્યાં ક્ષોભ થાશે પ્રમાણુ.
અતિ વિષયે સર્વદા દૈન્ય જાણુ.

---

૧ છાશ, ૨ હાથમાં પરમ સારરૂપી ચિંતામણિ-જેવું હાથ તેવું થાય એવો મણિ. આવો મણિ પોતાને ચિંતવે હોઈ કાચના કકડાઓની ઇચ્છા કરે તેને પછી તે જ કાચના કકડા જોઇએ એટલા મળે છે.

૬૫

नको दैन्यवाणें जिणें भक्तिऊणें ।
अति मूर्ख त्या सर्वदा दुःख दूणें ।
धरीं रे मना आदरें प्रीति रामीं ।
नको वासना हेमधामीं विरामीं ॥

નહોરે દૈન્યનું જીવવું ભક્તિ હિણુ,
અતિ મૂર્ખ. ત્યાં બેવડું દુઃખ નિત્ય;
કરી લે મન: આદરે પ્રીતિ રામે,
ન હો વાસના[1] હેમ,[2] ધામે,[3] વિરામે.

૬૬

नव्हे सार संसार हा घोर आहे ।
मना सज्जना सत्य शोधूनि पाहे ।

1, 2, 3 વિરામે એટલે રામ વિનાના હેમમાં અને ધામમાં. બીજો અર્થ હેમમાં ધામમાં અને આરામ ભુવનોમાં.

जनीं वीष खाता पुढे मूख कैंचें ।
करी रे मना ध्यान या राघवाचें ॥

નહિ સાર સંસાર આ ઘોર ભારી,
શનઃ સુઝરે સત્ય જોજે વિચારી;
જને વિશ્ર ખાતાં પછી સુખ શાનું ?
કરી લે મનઃ ધ્યાન સિતાપતિનું.

૬૭

घनश्याम हा राम लावण्यरूपी ।
महा धीर गंभीर पूर्ण प्रतापी ।
करी संकटीं सेवकाचा कुडावा ।
प्रभाते मनीं राम चिंतीत जावा ॥

ઘનશ્યામ આ રામ લાવણ્ય રૂપી,
મહાધીર ગંભીર પૂર્ણ પ્રતાપી;
સદા રક્ષીલે ભક્તને કષ્ટ કાળે,
પ્રભાતે મને રામને ચિંતવી લે.

૬૮

बळें आगळा राम कोदंडधारी।
महाकाळ विक्राळ तोही थरारी।
पुढें मानवा किंकरा कोण केवा।
प्रभाते मनीं राम चिंतीत जावा॥

બળે [1]અગ્ર છે રામ [2]કોદંડધારી;
મહા કાળ વિકાળ ઉઠે થરારી;
પછી માનવી દાસનો ભાર શો રે,
પ્રભાતે મને. રામને ચિંતવી લે.

૬૯

सुखानंदकारी निवारी भयातें।
जनीं भक्तिभावें भजावें तयातें।
विवेके त्यजावा अनाचार हेवा।
प्रभाते मनीं राम चिंतीत जावा॥

૧. શ્રેષ્ઠ; સૌથી આગળ. ૨ કોદંડધારી, કોદંડ એટલે ધનુષ્ય તેને ધરનાર.

સુખનંદકારી ભયેથી બચાવે,
ભજી લે તું તેને જને ભક્તિભાવે;
અનાચાર ઇર્ષા વિવેકે ત્યજી દે,
પ્રભાતે મને રામને ચિંતવી લે.

૭૦

सदा राम नामें वदा पूर्णकामें।
कदाबाधि जेनापदा नित्यनेमें।
मदालस्य हा सर्व सोडूनि द्यावा।
प्रभाते मनीं राम चिंतीत जावा॥

સદા પૂર્ણ કામે રમો રામનામે,
ન [1]બાધે કદિ આપદા નિત્યનેમે;
[2] મદાલસ્ય એ સર્વ તું છોડી દેજે,
પ્રભાતે મને રામને ચિંતવી લે.

૧ પીડા કરી શકતી નથી, ૨ મદ અને આળસ.

૭૧

जयाचेनि नामें महा दोष जाती ।
जथाचेनि नामें गती पाविजेती ।
जयाचेनि नामें घडे पुण्यठेवा ।
प्रभातें ननीं राम चिंतीत जावा ॥

જપે નામ જેના મહા દોષ જાએ,
સ્મરે નામ જેના ગતિ ઉચ્ચ થાએ;
રટે નામ જેના સદા પૂણ્ય વાધે,
પ્રભાતે મને રામને ચિંતવી લે.

૭૨

न वेंचे कदा ग्रंथिचे अर्थ कांहीं ।
मुखे राम उच्चारितां कष्ट नाहीं ।
महाघोर संसार शत्रू जिणावा ।
प्रभातें मनीं राम चिंतीत जावा ॥

નહિ ગાંઠનું દ્રવ્ય ખર્ચાય કાંઈ,
નહિ નામ ઉચ્ચારતાં કષ્ટકાંઈ;
મહાઘોર સંસાર [1]શત્રુ જીતી લે,
પ્રભાતે મને રામને ચિંતવી લે.

૭૩

देहेदंडणेचें महादुःख आहे।
महां दुःख तें नाम घेतां न राहे।
सदाशीव चिंतीतसे देवदेवा।
प्रभातें मनीं राम चिंतीत जावा॥

તનું દંડવાથી મહા દુઃખ થાએ,
મહા દુઃખ તે નામ લેતાં વિલાએ;
સદાશિવ દેવેશના ધ્યાનમાં રહે,
પ્રભાતે મને રામને ચિંતવી લે.

1 મહાઘોર સંસાર રૂપી શત્રુને.

૭૪

बहुतांपरी संकटें साधनाची ।
व्रतें दान उद्यापनें तीं धनाचीं ।
दिनाचा दयाळू मनी आठवावा ।
प्रभातें मनी राम चिंतीत जावा ॥

બહુ સંકટો સાધનોમાં રહ્યાં છે,
વ્રતો દાન ઉદ્યાપનો દ્રવ્યનાં છે;
દિનાનો દયાળુ મનેથી સ્મરી લે,
પ્રભાતે મને રામને ચિંતવી લે.

૭૫

समस्तामध्यें सार साचार आहे ।
कळेना तरी सर्व शोधून पाहे ।
जिवा संशयो वाउगा तो त्यजावा ।
प्रभातें मनीं राम चिंतीत जावा ॥

બધા સર્વમાં સાર સાચોજ આ છે,
  ન લાગે ખરૂં તો બધું શોધી જોજે;
ઉરે વ્યર્થ શંકા રહી તે ત્યજી દે,
  પ્રભાતે મને રામને ચિંતવી લે.

૭૯

नव्हे कर्मना धर्मना योग कांहीं।
  नव्हे भोग ना त्याग ना सांग पाहीं।
म्हणे दास विश्वास नामीं धरावा।
  प्रभातें मनीं राम चिंतीत जावा॥

નહિ કર્મ કે ધર્મ કે યોગ કાંઇ,
  નહિ ભોગ કે ત્યાગ કે [1]સાંગ ભાઇ;
કહે દાસ વિશ્વાસ નામે ધરી લે,
  પ્રભાતે મને રામને ચિંતવી લે.

1 ત્યાગ વિગેરેના અંગો સહિત.

## ૬ રામ વિશ્વાસ ( ૭૯–૮૦ )

૭૭

करी काम निःकाम या राधवाचें ।
करी रूप स्वरूप सर्वां जिवाचें ।
करी छंद निर्द्वंद्व हे गुण गातां ।
हरी कीर्तनीं वृत्ति विश्वास होता ॥

કરે રામનો [1]કામ નિષ્કામ રૂપ,
[2]કરે રૂપં સર્વે જીવોના સ્વરૂપ;
કરે [3]છંદ નિર્દ્વંદ્વ આ ગુણ ગાતાં,
હરિકીર્તિને [2]વૃત્તિ વિશ્વાસ થાતાં.

૭૮

अहो ज्या नरा राम विश्वास नाहीं ।
तया पामरा बाधिजे सर्व कांहीं ।

---

૧ રામની કામના નિષ્કામ બનાવે છે. ૨ તેમનું રૂપ સર્વ જીવોમાં પોતાનું દર્શન કરાવે છે. ૩ રામની લગની સુખ દુઃખ વિગેરે દ્વંદ્વથી પર કરે છે.

महाराज तो स्वामि कैवल्यदाता ।
वृथा वाहणें देहसंसार चिंता ॥
અરે જે નરોમાં ન વિશ્વાસ રાખે,
સદા પામરો તે પીડા સર્વ પામે;
મહારાજ તે સ્વામી કૈવલ્યદાતા,
વૃથા ધારવી દેહસંસારચિંતા.

૭૯

मना पावना भावना राघवाची ।
धरी अंतरीं सोडिं चिंता भवाची ।
भवाची जिवा मानवा भूलि ठेली ।
नसे वस्तुची धारणा व्यर्थ गेली ॥
મનઃ [1]પાવની ભાવના શ્રીહરિની,
ધરી લે ઉરે છોડ ચિંતા ભવોની;
મનઃ જીવની ભૂલ છે [2]સંભૃતિની;
અસદ્ વસ્તુની ધારણા વ્યર્થ થાતી.

૧ પવિત્ર. ૨ જન્મમરણવાળા ભવની.

૮૦

घरा श्रीवरा त्या हराअंतरातें ।
तरा दुस्तरा त्या परा सागरातें ।
सरा वीसरा त्या भरा दुर्भरातें ।
करा नीकरा त्या खरा मत्सरातें ॥

ધરો [1]શિવ અંતરૂ રૂપી રામ મૂર્તિ,
તરો. પાર દુર્લંઘ્ય તે સાગરેથી;
[2]ભરો વિસરો ને ખસો દુર્ભરાથી,
કરો ઠાર તે ચંડ માત્સર્ય ચુંથી.

---

૧ શિવ અંતર રૂપ શ્રી રામની મૂર્તિ ૨ દુર્ભર એટલે ભરીએભરીએ ને ખાલી એવું જે પેટ તેને ભક્ષે ભરવાનો ઉદ્યોગ કરો પણ આખો દિવસ એને વાંસે ન રહેતાં તેને વિસરો અને ત્યાંથી ખસો.

## ૭ નામ સ્મરણ ( ૮૧—૧૦૨ )

૮૧

मना मत्सरें राम सांडूं न को हो ।
अती आदरें हा निजध्यास राहो ।
समस्तांमध्ये नाम हें सार आहे ।
दूजी तूळना तूळीतांही न साहे ॥

મન: મત્સરે નામ છોડીશમાં હો,
અતિ આદરે એ [1]નિજધ્યાસ તો હો;
બધા સર્વમાં નામ આ સાર છે રે,
બીજી તુલના તોળમાં તોલ નાવે.

૮૨

बहु नाम या रामनामीं तुळेना ।
अभाग्या नरा पामरा हें कळेना ।
विषा औषध घेतलें पार्वतीशें ।
जिवा मानवा किंकरा कोण पूसे ॥

---

૧ નામનું અનુસંધાન.

બહુ નામ આ રામ નામે તુલેના,
અભાગી નરો પામરો એ કળેના;
[1]વિષાર્થે લીધી ઔષધી પાર્વતીશે,
પછી પામરી દાસને કોણ પુછે ?

૮૩

जेणे जाळिला काम तो राम ध्यातो।
उमेसीं अतीआदरें गूण गातो।
बहु ज्ञान वैराग्य सामर्थ्य जेथें।
परी अंतरीं नाम विश्वास तेथें॥

દહ્યો જેમણે કામ તે રામ ધ્યાએ,
[2]ઉમાને અતિ આદરે ગુણ ગાએ;

---

૧ મહાદેવે હળાહળ વિષના ઉતાર તરીકે રામ નામ રૂપી ઔષધ લીધું તો પછી પામર મનુષ્ય તે કોણ ગણત્રીમાં ?

૨ અધ્યાત્મ રામાયણ ઉમામહેશના સંવાદાત્મક છે, એ વાત પ્રસિદ્ધ છે.

બહુ [2]જ્ઞાન વૈરાગ્ય સામર્થ્ય જ્યાં છે,
છતાં અંતરે નાસ વિશ્વાસ ત્યાં છે.

८४

विठोनें शिरीं वाहिला देवराणा।
तया अंतरीं ध्यास रे त्यासि नेणा।
निवाला स्वयें तापसी चंद्रमौळी।
जिवां सोडवी राम हा अंतकाळीं॥

ધર્યા મસ્તકે શિવને [3]પંઢરીશે,
ઉરે [4]ધ્યાસ તેના અરે શું ન દીસે?
સ્વયં તાપસી [5]ચંદ્રમૌલી ઠર્યા રે,
[5]જીવો છોડવે રામ આ અંતકાળે.

---

૨ જ્ઞાન વૈરાગ્ય અને સામર્થ્ય જ્યાં છે એવા મહાદેવ.
૩ પંઢરપુરના ઇશ. ૪ રટન ૫ ચંદ્ર જેના મસ્તકમાં છે એવા શિવજી. ૫ એવા રામ જીવોને અંતકાળમાં છોડવે છે; વ્હારે ધાય છે.

૮૫

भजा राम विश्राम योगेश्वरांचा।
जपू नेमिला नेम गौरी हराचा।
स्वयें नीववी तापसी चंद्रमौळी।
तुम्हा सोडवी राम हा अंतकाळीं॥

ભજો રામ વિશ્રામ યોગેશનો રે,
જપે નેમ નિમ્યો ઉમાશંભુનો રે;
સ્વયં તાપસી ચંદ્રમૌલી ઠર્યા રે,
તને છોડવે રામ આ અંતકાળે.

૮૬

मुखीं राम विश्राम तेथेंचि आहे।
सदानंद आनंद सेऊनी राहे।
तयावीण तो सीण संदेहकारी।
निज धाम हें नाम शोकापहारी॥

મુખે નામ વિશ્રામ તે ત્યાંજ છે રે,
સદાનંદ આનંદ રૂહે સેવી સાચે;
વિના તે ગણો દુષ્ટ સંદેહકારી,
[1]સ્વયંધામ આ નામ [2]શોકાપહારી.

૮૭

मुखी राम त्या काम बाधुं शकेना ।
गुणे इष्ट धारिष्ट त्याचें चुकेना ।
हरी भक्त तो शक्त कामास मारी ।
जगीं धन्य तो मारुती. ब्रह्मचारी ॥

મુખે રામ ત્યાં કામ બાધી શકે ના,
ગુણે ઇષ્ટના ધૈર્ય તેનું ચળે ના;
હરિભકત તે શકત રૂહે કામ મારી,
જગે ધન્ય તે મારૂતી [3]બ્રહ્મચારી.

---

૧ સ્વયંધામ એટલે પોતાનું, પરમાત્માનું ધામ. ૨ શોકનો નાશ કરનાર. ૩ હનુમાન.

૮૮

बहु चांगलें नाम या राघवाचें ।
अति साजिरें स्वल्प सोपें फुकाचें ।
करी मूळ निर्मूळ घेतां भवाचें ।
जिवां मानवां हेंचि कैवल्य साचें ॥

અતિ શ્રેષ્ઠ આ રામનું નામ પ્યારૂં,
[1]અતિ રમ્ય તે સ્વલ્પ ને મુફ્ત સ્હેલું;
કરે મૂળ નિર્મૂળ લેતાં ભવોનું,
અરે માનવી આજ કૈવલ્ય સાચું.

૮૯

जनीं भोजनीं नाम वाचे वदावें ।
अती आदरें गद्य घोषे म्हणावें ।

[1] રામ નામ બે અક્ષરનું સ્વલ્પ કાંઈપણ આપવું ન પડે એવું મફતનું અને સહજ લઈ શકાય એવું તેથી તે અતિ રમ્ય.

हरीचिंतनें अन्न जेवीत जावें ॥
तरी श्रीहरी पाविजेतो स्वभावें ॥
જને ભોજને વાણીથી નામ લેવું,
અતિ આદરે ગર્જનાપૂર્ણ કહેવું;
હરિચિંતને અન્ન તે ખાવું રોજે,
પછી શ્રીહરિ તો થશે પ્રાપ્ત સ્હેજે.

९०

न ये राम वाणी तया थोर हाणी ।
जनीं व्यर्थ प्राणी तया नाम काणी ।
हरी नाम हें वेदशास्त्रीं पुराणी ।
बहु आगळें बोलिली व्यास वाणी ॥
નહિ રામ વાણી અતિ હાનિ તેને,
જગે વ્યર્થ પ્રાણી કહુ નામ જેને;
હરિનામ એ વેદશાસ્ત્રે પુરાણે,
કથે વ્યાસ વાણી બહુ [1]અગ્રસ્થાને.

---

૧ સર્વથી મોખરાના સ્થાનમાં; અગ્ર સ્થાનમાં.

૯૧

नको वीट मानूं रघुनायकाचा ।
अति आदरें बोलीजे रामवाचा ।
न वेचे मुखीं सांपडे रे फुकाचा ।
करीं घोष त्या जानकी वल्लभाचा ॥

ન કંટાળતો રામ નામેથી સાચે,
અતિ આદરે બોલજે રામ વાચે;
શું જાયે મુખે મુફતમાં સાંપડે રે,
કરો ઘોષ તે જાનકી નાથનો રે.

૯૨

अती आदरे सर्वही नामघोषें ।
गिरीकंदरीं जाइजे दूर दोषे ।
हरी तिष्ठतु तोषला नाम घोषें ।
विशेषे हरामानसीं रामपीसें ।

અતિ આદરે નામ ઘોપે જપંતા,
ગિરિકંદરે દૂર દોષો ભરાતા;
હરિ તુષ્ઠ થૈ રૂહે સદા નામ ઘોષે,
ઉરે શિવને રામ પ્યાસા વિશેષે.

૯૩

जगीं पाहतां देव हा अन्नदाता ।
तया लागली तत्वता सार चिंता ।
तयाचें मुखीं नाम घेतां फुकाचें ।
मना सांग पां रे तुझें काय वेचें ॥

જગે પેખતાં દેવ આ અન્નદાતા,
ખરી લાગી તેને જગે સર્વ ચિંતા,
મુખે મુક્તનું નામ લેવાથી તેનું,
મનઃ બાપુ કહેરે શું તારૂં જવાનું ?

૯૪

तिन्ही लोक जाळु शक्र कोप येतां ।
निवाला हर तो मुखें नाम घेतां ।

जपे आदरें पार्वती विश्वमाता ।
म्हणोनी म्हणा तेंचि हें नाम आता ॥

ત્રણે લોક બાળી શકે કોપ થાતાં,
ઠર્યા તાપથી શિવ તે નામ લેતાં;
જપે આદરે પાર્વતી વિશ્વમાતા,
થજો તેથી તનું હુવે નામ લેતા.

૯૫

अजामेळ पापी वदे पुत्रकामें ।
तया मुक्ति नारायणाचेनिनामें ।
शुका कारणें कुंटणी रामवाणी ।
मुखें बोलतां ख्यति जाली पुराणीं

અજામેળ પાપી વદે પુત્રકામે,
મળી મુકિત નારાયણે સુત નામે;
શુકાર્થે મુખે બોલતાં રામ વાણી,
તરી ગુણકા તે પુરાણે વખાણી.

९६

महा भक्त प्रल्हाद हा दैत्य कूळीं ।
जपे रामनामावळी नित्य काळीं ।
पिता पापरूपी तया देखवे ना ।
जनीं दैत्य तो नाम मूखें म्हणेना ॥

મહા ભકત પ્રહ્લાદ આ દૈત્ય કુળે,
જપે રામનામાવળિ નિત્ય કાળે;
પિતા પાપરૂપી ન દેખી શકે એ,
જને દૈત્ય એ નામ મુખે ન લીએ.

९७

मुखी नाम नाहीं तया मुक्ति कैंची ।
अहंतागुणें यातना ते फुकाची ।
पुढे अंत येईल तो दैन्य वाणा ।
म्हणोनी म्हणा रे म्हणा देवराणा ॥

મુખે નામ ના તેમને મુક્તિ કેવી ?
 અહંતાગુણે યાતના મુક્ત હેવી;
પુછી આવશે અંત તે દૈન્યવાળો,
 રટો રે રટો તેથી તે દેવરાણો.

૯૮

हरीनाम नेमस्त पाषाण तारी।
 बहू तारिले मानवदेहधारी।
तया रामनामीं सदा जो विकल्पी।
 वदेना कदा जीव तो पापरूपी॥
હરિનામ નિઃશંક પાષાણુ તાર્યા,
 બહુ માનવી દેહધારી ઉગાર્યા;
રહે રામ નામે સદા જે [1]વિકલ્પી,
 વદે ના કદિ જીવ તે પાપરૂપી.

1 શંકાશીલ.

૯૯

जगीं धन्य वाराणसी पुण्यराशी ।
तये मार्जि जातां गती पूर्वजांसी ।
मुखे रामनामावळी नित्यकाळीं ।
जिवा हित सांगे सदा चंद्रमौळी ॥

જગે ધન્ય વારાણુસી પુણ્યરાસી,
થતી ત્યાં જવાથી ગતિ પૂર્વજોની;
મુખે રામનામાવળિ નિત્ય ચાલી,
કહે હિત જીવે સદા ચંદ્રમૌલી.

૧૦૦

यथा सांग रे कर्म तें ही घडेना ।
घडे कर्म तें पुण्य गांठीं पडेना ।
दया पाहतां सर्वभूतीं असेना ।
फुकाचे मुखीं नाम तें ही वसेना ॥

[1]યથા સાંગરે કર્મ કોઇ ઘડે ના,
થતો ધર્મ તો પુણ્ય ગાંઠે પડે ના;
દયા દેખતાં સર્વ ભૂતં જરી ના,
મુખે સુકૃતનું નામ તેયે વસે ના.

૧૦૧

जया नावडे नाम त्या यम याची ।
विकल्पें उठे तर्क त्या नर्क ची ची ।
म्हणोनी अती आदरें नाम घ्यावें ।
मुखे बोलतां दोष जाती स्वभावें ॥

રૂચે નામ જેને ન ત્યાં મૃત્યુ પીડે,
વિકલ્પે ઉઠે તર્ક ત્યાં નર્ક સીડે;
અતિ આદરે નામ તેથી લઈ લે,
રટંતા જતા દોષ તો એની મેળે.

૧૦૨

अतीलीनता सर्व भावें स्वभावें ।
जना सज्जनालागि संतोषवावें ।

---

૧ યથાશાસ્ત્ર; સર્વ અંગસહિત.

देहेकारणीं सर्व लावीत जावें ।
सगुणीं अती आदरेंसीं भजावें ॥

[1]અતિ લિનતા સર્વભાવે સ્વભાવે,
જનો સજ્જનો નિત્ય સંતોષવા રે;
પરાર્થે તનુ સર્વ નિયોજવું રે,
[2]સગુણી અતિ આદરે સેવવું રે.

## ૮ ક્રિયા વગરની વાચાળતા વ્યર્થ છે.

(૧૦૩–૧૦૫)

૧૦૩

हरीकीर्तनें प्रीति रामीं धरावी ।
देहेबुद्धि नीरूपणीं वीसरावी ।
परद्रव्य आणीक कांता परावी ।
येदर्थीं मना सांडि जीवीं करावी ।

---

૧ સર્વ ભાવપૂર્વક સ્વભાવથી અતિ નમ્ર. ૨ સગુણ બ્રહ્મ.

હરિકીર્તને પ્રીતિ રામે ધરી લે,
તનુબુદ્ધિ ¹નિરૂપણે વિસરી લે;
પરદ્રવ્ય ને રમ્ય કાંતા બીજાની,
નહિ રાખવી રે સ્પૃહા લેશ તેની.

૧૦૪

क्रियेवीण वाचाळता ते निकामी ।
तथा चित्त दुश्चीत ते लाजवीतें ।
मना कल्पना धीट सैराट धांवे ।
तया मानवा देव कैसेनि पावे ॥

બહુવિધ ક્રિયા વિનાનું વદાયે,
ખરે ચિત્ત દુશ્ચિત તે તો લજાવે;
મનઃ કલ્પના જાય સ્વચ્છંદ દોડી,
મળે દેવ તે માનવીને કહીંથી ?

૧ રામના સ્વરૂપનું નિરૂપણ.

૧૦૫

विवेके क्रिया आपुली पालटावी ।
अती आदरें शुद्ध क्रीया धरावी ।
जनीं बोलण्यासारिखें चाल बापा ।
मनः कल्पना सोडि संसारतापा ॥

વિવેકે ક્રિયા જાતની ફેરવી લે,
અતિ આદરે શુદ્ધ ક્રિયા કરી લે;
જગે બોલવા જેવું તું ચાલ બાપ,
મનઃ [1]કલ્પના છોડ સંસાર તાપ.

## ૯ તુટે વાદ સંવાદ તે હિતકારી

૧૦૬–૧૧૫

૧૦૬

वरी स्नानसंध्या करीं येकनिष्ठा ।
विवेकें मना आवरीं स्थानभ्रष्टा ।

---

૧ સંસારની તાપકારક કલ્પના છોડ.

दया सर्वभूतीं जया मानवाला ।
सदा प्रेमळू भक्तिभावें निवाला ॥
રૂડી સ્નાન સંધ્યા કરે એક નિષ્ઠ,
વિવેકે મનઃ આવરે સ્થાનભ્રષ્ટ;
દયા સર્વ ભૂતાર્થ જે માનવીને,
સદા પ્રેમ ને ભક્તિભાવે ઠરે તે.

૧૦૭

मना कोप आरोपणा ते नसावी ।
मना बुद्धि हे साधुसंगीं वसावी ।
मना नष्ट चांडाळ तो संग त्यागीं ।
मना होइ रे मोक्षमार्गी विभागी ॥
મનઃ ક્રોધની ધારણા તો ન થાશો,
મનઃ બુદ્ધિ આ સાધુ સંગેજ રહેશો;
મનઃ દુષ્ટ ચાંડાળ હે સંગ ત્યાગી,
મનઃ તું થજે મોક્ષમાર્ગી વિભાગી.

૧૦૮

सदा सर्वदा सज्जनाचेनि योगें ।
क्रिया पालटे भक्तिभावार्थ लागे ।
क्रियेवीण वाचालता ते निवारी ।
तुटे वाद संवाद तो हीतकारी ॥

સદા સર્વદા સજ્જનોના પ્રસંગે,
ક્રિયાઓ ફરે ભકિત ભાવાર્થ લાગે;
ક્રિયાવીણ વાચાળતા રૂહે નિવારી,
[1]તુટે વાદ સંવાદ તે હિતકારી.

૧૦૯

जनीं वादवेवाद सोडूनि द्यावा ।
जनीं सूखसंवाद सूखें करावा ।
जगीं तो चि तो शोकसंतापहारी ।
तुटे वाद संवाद तो हीतकारी ॥

---

૧ વાદ તુટે તે સંવાદ અને તેજ હિતકારી છે.

જને વાદ વિવાદને છોડી દેવો,
જને [1]સુખ–સંવાદ સુખેથી સેવો;
જગે તેજ છે શોકસંતાપહારી
તુટે વાદ સંવાદ તે હિતકારી.

૧૧૦

तुटे वादसंवाद त्यातें म्हणावें ।
विवेकें अहंभाव यातें जिणावें ।
अहंतागुणें वाद नानाविकारी ।
तुटे वाद संवाद तो हीतकारी ॥

તુટે વાદ સંવાદ તે યોગ્ય કહેવો,
વિવેકે અહંભાવને જીતી લેવો;
અહંતાથકી વાદ[2] નાનાવિકારી,
તુટે વાદ સંવાદ તે હિતકારી.

---

૧ જેનાથી સુખ અને શાંતિ પમાય એવો સંવાદ.
૨ ક્રોધ, મત્સર, દ્વેષ વિગેરે ઘણા આવા વાદથી ફુટે છે.

१११

हिताकारणें बोलणें सत्य आहे।
हिताकारणें सर्व शोधूनि पाहे।
हिताकारणें बंड पाषाडं वारीं।
तुटे वाद संवाद तो हीतकारी॥

હિતાર્થે અરે બોલવું સત્ય આ છે,
હિતાર્થે બધું જાતથી શોધી જોજે;
હિતાર્થે ન થા દંભ પાખંડકારી,
તુટે વાદ સંવાદ તે હિતકારી.

११२

जनीं सांगतां ऐकतां जन्म गेला।
परी वादवेवाद तैसा चि ठेला।
उठे संशयो वाद हा दंभधारी।
तुटे वाद संवाद तो हीतकारी॥

જગે બોલતાં સુણતાં જન્મ વીત્યો,
છતાં વાદવિવાદનો અંત નાવ્યો;
ઉઠે સંશયો વાદ તે દંભધારી,
તુટે વાદ સંવાદ તે હિતકારી.

૧૧૩

जनीं हीत पंडीत सांडीत गेले ।
अहंतागुणें ब्रह्मराक्षस जाले ।
तया हूनि व्युत्पन्न तो कोण आहे ।
मना सर्व जाणीव सांडूनि पाहे ॥

જગે હિત પંડિત છોડી ગયા છે,
અહંતાગુણે બ્રહ્મ [1]રાક્ષસ્ થયા છે;
વધુ કોણ [2]વ્યુત્પન્ન તેનાથી જોજે,
મનઃ સર્વ હું જાણું એ છોડી દેજે.

---

૧ રાક્ષસમાં સ ખોડો કવિતાની રચનાને ખાતર કરવો પડયો છે. ૨ નિપુણ.

११४

फुकाचें मुखीं बोलतां काय वेचे ।
दींसेंदीस आभ्यंतरी गर्व सांचे ।
क्रियेवीण वाचालता व्यर्थ आहे ।
विचारे तुझा तूं चि शोधूनि पाहे ॥

મુખે સુકૃતનું બોલતાં શું તું ખર્ચે,
દિનોદિન અભ્યંતરે ગર્વ સાંચે;
ક્રિયા વીણુ વાચાળતા વ્યર્થ છે રે,
વિચારે સ્વયં તું જ તે શોધી જોજે.

११५

तुटे वाद संवाद तेथें करावा ।
विवेकें अहंभाव हा पालटावा ।
जनीं बोलण्या सारिखें आचरावें ।
क्रिया पालटे भक्तिपंथे चि जावें ॥

તુટે વાદે સંવાદ ત્યાં તું કરી લે,
વિવેકે અહંભાવને ફેરવી લે;
જને બોલવા જેવું તો વર્તી લેવું,
ક્રિયા પાલટે ભક્તિપંથેથી જાવું.

## ૧૦ ન ભૂલે કદિ દેવ ભક્તાભિમાની
( ૧૧૬–૧૨૭ )

૧૧૬

भहू श्रापितां कष्टला अंबऋषी।
तयाचे स्वयें श्रीहरी जन्म सोशी।
दिल्हा क्षीरसिंधू तया ऊपमानी।
नुपेक्षी कदा देव भक्ताभिमानी॥

સહ્યું શ્રાપથી કષ્ટ તો અંબરીષે,
લીધો જન્મ તેથી દયાળુ રમેશે;
દીધો ઉપમન્યુ હિતે ક્ષીરનિધિ,
ન ભૂલે કદિ દેવ ભક્તાભિમાની.

૧૧૭

ध्रुरू लेकरूं बापुडें दैन्यवाणें ।
कृपा भाकितां दीधली भेटि जेणें ।
चिरंजीव तारागणीं प्रेमखाणी ।
नुपेक्षी कदा देव भक्ताभिमानी ॥

ધ્રુવે બાપડા છોરૂએ દીન વેણે,
કૃપા યાચતાં આપી છે ભેટ જેણે;
ચિરંજીવી તારા ગણે [1]પ્રેમમૂર્તિ,
ન ભૂલે કદિ દેવ ભક્તાભિમાની.

૧૧૮

गजेंद्रु महा संकटीं वाट पाहे ।
तया कारणें श्रीहरी धांवताहे ।
उडी घातली जाहला जीवदानी ।
नुपेक्षी कदा देव भक्ताभिमानी ॥

---

૧ પ્રેમ રૂપ ધ્રુવને તારાગણમાં અચળ બનાવ્યા.

ગજેન્દ્રે મહા સંકટે વાટ જોઈ,
પ્રભુ તેથી આવ્યા ધરી વેગ ધાઈ;
ગયા દોટ મૂકી થયા [1]જીવદાની,
ન ભૂલે કદિ દેવ ભક્તાભિમાની.

૧૧૯

अजामेळ पापी तया अंत आला ।
कृपाळूपणें तो जनीं मुक्त केला ।
अनाथासि आंधार हा चक्रपाणी ।
नुपेक्षी कदा देव भक्ताभिमानी ॥

[2]અજામેળ પાપી તણો અંત આવ્યો,
કૃપાળુપણે જગતમાં મુક્ત કીધો;

---

૧ જીવતદાન આપનાર.

૨ પાપી અજામેળનો અંત આવ્યો એટલે અંતકાળ આવ્યો, તેવે સમયે ભગવાને કૃપાળુપણાથી તેને મુક્તિ આપી.

અનાથો તણા નાથ આ [1]ચક્રપાણી,
ન ભૂલે કદિ દેવ ભક્તાભિમાની.

૧૨૦

विधीकारणें जाहला मत्स्य वेगीं ।
धरी कूर्मरूपें धरा पृष्टभागीं ।
जना रक्षणाकारणें नीच योनी ।
नुपेक्षी कदा देव भक्ताभिमानी ॥

વિધિકારણે તે થયાં મત્સ્ય વેગે,
ધરી કૂર્મ રૂપે ધરા પૃષ્ટ ભાગે;
[2]જીવો રક્ષવા કારણે નીચ યોની,
ન ભૂલે કદિ દેવ ભક્તાભિમાની.

૧૨૧

महा भक्त प्रल्हाद हा कष्टवीला ।
म्हणोनी तया कारणें सिंह जाला ।

૧ ચક્ર જેના હાથમાં છે એવા વિષ્ણુ ભગવાન. ૨ જીવોના રક્ષણ માટે નીચ યોનિમાં પણ જન્મ લીધો.

न ये ज्वाळ वीशाळ समीध कोण्ही ।
नुपेक्षी कदा देव भक्ताभिमानी ॥

મહા ભક્ત પ્રલ્હાદને કષ્ટ આપ્યું,
ધર્યું સિંહનું રૂપ તેથી અકારૂં;
ન જાએ કને જ્વાળ વિષાળ જાણી,
ન ભૂલે કદિ દેવ ભક્તાભિમાની.

१२२

कृपा भाकितां जाहला वज्रपाणी ।
तया कारणें. वामनु चापपाणी ।
द्विजांकारणें भार्गव चक्रपाणी ।
नुपेक्षी कदा देव भक्ताभिमानी ॥

કૃપા યાચતાં [1]ઇંદ્ર જે વજ્રપાણી,
થયા વામનાંગી જગે ચક્રપાણી;

૧ વજ્ર જેના હાથમાં છે એવા ઈંદ્રે જ્યારે કૃપાની યાચના કરી ત્યારે, વિષ્ણુભગવાને વામન રૂપ ધારણ કર્યું.

દ્વિજાર્થે [1]ભૃગુપુત્ર તે ચાપપાણી,
  ન ભૂલે કદિ દેવ ભક્તાભિમાની.

૧૨૩

अहल्ये सतीलागि आरण्यपंथे ।
  कुडावा पुढें देव बंदीं तयातें ।
बळें सोडितां घाव घाली निशाणीं ।
  नुपेक्षी कदा देव भक्ताभिमानी ॥

અહલ્યા સતી કાજ ધાયા અરણ્યે,
  પછી છોડવે દેવ જે બંધીખાને;
[2]નિશાને હરિભક્તિ-ઘા માર તાણી
  ન ભૂલે કદિ દેવ ભક્તાભિમાની.

---

૧ પરશુરામ. ૨ નિશાન એટલે લક્ષ્ય, પ્રભુ પામવાનું વારૂં લક્ષ્ય તું ચૂકીશ નહિ. તે નિશાન સાધવા માટે હરિભક્તિ રૂપ ઘા તાણીને માર.

१२४

तये द्रौपदी कारणें लागवेगें ।
त्वरें धांवतू सर्व सांडूनि मागें ।
कळीलागि जाला असे बोद्ध मौनी ।
नुपेक्षी कदा देव भक्ताभिमानी ॥

સતી દ્રૌપદી કાજ તે પૂર્ણ વેગે,
પુઠે સર્વ છોડી ધસ્યા જાય આગે;
કળિ કારણે તે થયા બુદ્ધ મૌની
ન ભૂલે કદિ દેવ ભક્તાભિમાની.

१२५

अनाथां दिनां कारणें जन्मताहे ।
कलंकी पुढें देव होणार आहे ।
जया वर्णितां सीणली वेदवाणी ।
नुपेक्षी कदा देव भक्ताभिमानी ॥

અનાથો દીનો કારણે જન્મ લે છે,
કલંકી પછી દેવ થાશે ભવિષ્યે;
જહીં થાકતી વર્ણવે વેદ વાણી,
ન ભૂલે કદિ દેવ ભક્તાભિમાની.

૧૨૬

जनाकारणें देव लीळावतारी ।
वहूतां परी आदरें वेषधारी ।
तया नेणती ते जन पापरूपी ।
दुरात्मे महा नष्ठ चांडाळ पापी ॥

જનો કારણે દેવ લીલાવતારી,
બહુએ થતા આદરે વેષ ધારી;
ન જાણે જગે તે જનો પાપ રૂપી,
દુરાત્મા મહા દુષ્ટ ચંડાળ પાપી.

૧૨૭

जगी धन्य तो राम सूखें निवाला ।
कथा ऐकतां सर्व तल्लीन जाला ।

देहंभावना रामबोधें उडाली ।
मनोवासना रामरूपीं बुडाली ॥
જગે ધન્ય તે રામસુખે વિરામ્યો,
કથા સુણતાં સર્વ તલ્લીન પામ્યો;
તનુભાવના રામ-બોધે ઉડી ગૈ,
મનોવાસના રામરૂપે બુડી ગૈ.

## ૧૧. સત્સંગથી રામભક્તિ.

(૧૨૮—૧૩૫)

૧૨૮

मना वासना वासुदेवीं वसों दे ।
मना कामना काम संगी नसों दे ।
मना कल्पना वाउगी ते न कीजे ।
मना सज्जना सज्जनीं वस्ति कीजे ॥
મનઃ વાસના વાસુદેવે વસાવ,
મનઃ કામના કામસંગેથી વાળ;

મનઃ કલ્પના વ્યર્થ તો ના'જ કીજે,
મનઃ સુજ્ઞ રે સજ્જને વસ્તી કીજે.

१२९

गातीकारणें संगती सज्जनाची ।
मती पालटे सूमती दुर्जनाची ।
रतीनायकाचा पती नष्ट आहे ।
म्हणोनी मनातीत होऊनि राहे ॥

ગતિ કારણે સંગતિ સજ્જનોની,
મતિ થાય છે સુમતિ દુર્જનોની;
[1]રતિસુંદરીનો પતિ દુષ્ટ લ્હેજે,
[2]મનાતીત તેથી થઇને તું રહેજે.

१३०

मना अल्प संकल्प तो ही नसावा ।
सदा सत्य संकल्प चित्तीं वसावा ।

---

૧ કામદેવ. ૨ મનનો સંયમ કરી તેનાથી પરથા.

जनीं जल्प वीकल्प तो ही त्यजावा।
 रमाकान्त येकांत काळीं भजावा ॥
મનઃ [1]અલ્પ સંકલ્પ તેયે ન રૂહેશો,
 સદા સત્ય સંકલ્પ ચિત્તે નિવાસો;
જગે [2]જલ્પ [3]વિકલ્પ સર્વે ત્યજી દો,
 રમાકાંત એકાંત કાળે ભજી લ્યો.

૧૩૧

भजाया जनीं पाहतां राम येकू ।
 करीं बाण येकू मुखीं शब्द येकू ।
क्रिया पाहतां उद्धरे सर्व लोकू ॥
 धरा जानकी नायकाचा विवेकू ॥
જગે પેખતાં [4]સેવ્ય છે રામ એક,
 કરે એક [5]ઇષુ મુખે શબ્દ એક;

૧ વિષયનો જરી પણ સંકલ્પ, વિચાર. ૨ વાદવિવાદ. ૩ સંશય. ૪ સેવવા યોગ્ય, ૫ બાણ.

ક્રિયા પેખતાં ઉદ્ધરે સર્વ લોક,
[1]ધરો જાનકીનાથનો સુવિવેક.

૧૩૨

विचारूनि बोले विवंचूनि चाले ।
तयाचेनि संतप्त तेही निवाले ।
बरें शोधिल्या वीण बोलों नको हो ।
जनीं चालणें शुद्ध नेमस्त राहो ॥

વિચારી જ બોલે વિચારી જ ચાલે,
ઠરે તેથી સંતપ્ત યે શાંતિ મ્હાલે;
ખરૂં શોધી જોયા વિના તું ન બોલ,
જગે શુદ્ધ નીતિથી [2]નેમેથી ચાલ.

૧૩૩

हरीभक्त वीरक्त विज्ञानराशी ।
जेणे मानसीं स्थापिलें निश्चयासीं ।

---

૧ જીવનમાં રામને આદર્શરૂપ માની તે પ્રમાણે વર્તન કરો. ૨ મિતાચારથી.

तया दर्शनें स्पर्शनें पुण्य जोडे ।
तया भाषणें नष्ट संदेह मोडे ॥
હરિભક્ત વિરક્ત વિજ્ઞાનરાશી,
સદા નિશ્ચયે નિષ્ટ જે અંતરેથી;
થતું દર્શને સ્પર્શને પુણ્ય તેના,
જતા દુષ્ટ સંદેહ વાણીથી જેના.

૧૩૪

नसे गर्व आंगी सदा वीतरागी ।
क्षमा शांति भोगीं दयादक्ष योगी ॥
नसे लोभ ना क्षोभ ना दैन्यवाणा ।
इहीं लक्षणीं जाणिजे योगीराणा ॥
નહિ ગર્વ અંગે સદા વીતરાગી,
ક્ષમા શાંતિ ભોગી દયાદક્ષ યોગી;
નહિ લોભ કે ક્ષોભ કે દૈન્ય સ્હેજ,
લહો લક્ષણે સર્વ આ યોગીરાજ.

૧૩૫

धरीं रे मना संगती सज्जनाची ।
जेणें वृत्ति हे पालटे दुर्जनाची ।
बळें भाव सद्बुद्धि सन्मार्ग लागे ।
महा क्रूर तो काळ विक्राळ भंगे ॥

કરી હે મનઃ સંગતિ સજ્જનોની,
ફરી જાય તેથી મતિ દુર્જનોની;
બળે ભાવ સદ્બુદ્ધિ સન્માર્ગ લાગે,
મહા ક્રૂર તે કાળ..વિકાળ ભાગે.

## ૪ રામનો પંથ—નિર્ગુણ બોધ.

### ૧ જુનું વિત્ત તે હુંપણાથી સુજે ના.

(૧૩૬-૧૪૪)

૧૩૬

भये व्यापिलें सर्व ब्रह्मांड आहे ।
भयातीत तें संत आनंत पाहें ।

जया पाहतां द्वैत कांहीं दिसेना ।
भय मानसीं सर्वथा ही असेना ॥
ભયે વ્યાપ્ત બ્રહ્માંડ તો છે બધુંએ,
ભયાતીત તે સંત [1]આનંત્યં જુએ;
થતાં [2]દૃષ્ટ જે દ્વૈત કાંઈ ન દીસે,
ભીતિ સર્વથા અંતરેથી વિનાશે.

૧૩૭

जिवां श्रेष्ठ ते स्पष्ट सांगोनि गेले ।
परी जीव अज्ञान तैसे ची ठेले ।
देहेबुद्धिचें कर्म खोटे टळेना ।
जुनें ठेवणें मीपणें आकळेना ॥
ગયા શ્રેષ્ઠ તે સ્પષ્ટ બોલી જીવોને,
હજી જીવ અજ્ઞાન તેવાજ તોએ;

---

૧ ભયથી પર અંત વગરનું જે આનંત્ય એટલે બ્રહ્મ તેને સંત જુએ છે. ૨ જેનાં દર્શન થતાં.

તનુબુદ્ધિનું કર્મ ખોટું ટળેના,
[1]જુનું વિત્ત તે હુંપણાથી ટળેના.

૧૩૮

भ्रमे नाडळे वित्त ते गुप्त जालें ।
जिवा जन्मदारिद्र ठाकूनि आलें ।
देहे बुद्धिचा निश्चयो ज्या टळेना ।
जुने ठेवणें मीपणें आकळेना ॥

ભ્રમે ના દિસે વિત્ત તે હાથ નાવે;
જીવો જન્મદારિદ્ર વેઠ્યાજં આવે;
[2]તનુબુદ્ધિ અધ્યાસ લેશે ટળે ના;
જુનું વિત્ત તે હુંપણાથી સુઝે ના.

૧૩૯

पुढें पाहतां सर्व हीं कोंदलेंसे ।
अभाग्यांस हें दृश्य पांषाण भासे ।

---

૧ જુની થાપણ, આત્મજ્ઞાન, પોતાનું સ્વરૂપ. ૨ દેહાત્મ બુદ્ધિનો નિશ્ચય.

अभावें कदा पुण्य गांठीं पडेना ।
जुनें ठेवणें मीपणें आकळेना ॥
અગાડી નીહાળે બધે સંચ્યું દીસે,
અભાગી જને દ્રવ્ય પાષાણુ ભાસે;
[1]અભાવે કદી [2]પુણ્ય ગાંઠે પડે ના,
જુનું વિત્ત તે હુંપણાથી સુજે ના.

૧૪૦

जयाचें तया चूकलें प्राप्त नाहीं ।
गुणें गोविलें जाहलें दुःख देहीं ।
गुणा वेगळी वृत्ति तेहीं वळेना ।
जुनें ठेवणें मीपणें आकळेना ॥
ભૂલાયું ભ્રમે પ્રાપ્ત જેનું ન તેને,
ગુણેથી ગુંથાયો થયું દુઃખ દેહે;

૧ અશ્રદ્ધાથી. ૨ શુદ્ધ સંસ્કાર.

ગુણે વેગળી વૃત્તિ તે તો વળે ના,
જાનું વિત્ત તે હું પણાથી સુજે ના.

૧૪૧

म्हणे दास सायास त्याचे करावे।
जनी जाणता पाय त्याचे धरावे।
गुरु अंजने वीण तें आकळेना।
जुनें ठेवणें मीपणें तें कळेना॥

કહે દાસ તેના પ્રયાસો કરી લે,
જગે પાદ જ્ઞાતા તણાં તું ધરી લે;
ગુરૂઅંજને વીણ તે તો દીસે ના,
જાનું વિત્ત તે હું પણાથી સુજે ના.

૧૪૨

कळेना कळेना कळेना ढळेना।
ढळे नाढळे संशयो ही ढळेना।
गळेना गळेना अहंता गळेना।
बळें आकळेना मिळेना मिळेना॥

[1]કળેના કળેના કળેના ઢળેના,
ઢળે નાઢળે સંશયે તો ઢળેના;
ગળેના ગળેના અહંતા ગળેના,
બળેથી સુજેના મળેના મળેના.

૧૪૩

अविद्यागुणें मानवा ऊमजेना ।
भ्रमें चूकलें हीत तें आकळेना ।
परीक्षेविणें बांधलें द्दढ नाणें ।
परी सत्य मिथ्या असें कोण जाणे ॥

અવિદ્યા ગુણે માનવીને સુજેના,
ભૂલાયું ભ્રમે હિત તે તો કળેના;

---

૧ જુનું વિત્ત તે પોતાનું સ્વરૂપ કળી શકાતું નથી. તેમજ તે સ્વરૂપમાં ફેર પણ પડતો નથી. સંશય જતા નથી, અહંતા ગળતી નથી, પરાણે એ સુજતું નથી અને તે નથી જ મળતું તે નથી જ મળતું.

પરીક્ષા વિના નાણું બાંધ્યુંજ ગાંઠે,
પરંતુ ખરૂં ખોટું તે કોણ જાણે.

૧૪૪

जगीं पाहतां साच तें काय आहे ।
अती आदरें सत्य शोधूनि पाहें ।
पुढें पाहतां पाहतां देव जोडे ।
भ्रमे भ्रांति अज्ञान हें सर्व मोडे ।

જગે પેખતાં સત્ય સાચે શું એક,
અતિ આદરે સત્ય તે શોધી પેખ;
પછી પેખતાં પેખતાં બ્રહ્મ ભાસે,
ભ્રમ, ભ્રાંતિ, અજ્ઞાન એ સર્વ નાસે.

(૨) મનઃ સંત આનંત્ય તું શોધી જોજે.
૧૪૫–૧૫૦

૧૪૫

सदा वीषयो चिंततां जीव जाला ।
अहंभाव अज्ञान जन्मासि आला ।

विवेकें सदा स्वस्वरूपीं भरावें ।
जिवा ऊगमीं जन्म नाहीं स्वभावें ॥
થયો જીવ તો વિષયો ચિંતવ્યામાં,
અહંભાવ અજ્ઞાન તો જન્મ પામ્યાં;
વિવેકે સદા સ્વસ્વરૂપે ભરાજે,
૧નહિ જીવને જન્મ મૂળ સ્વભાવે.

૧૪૯

दिसे लोचनीं तें नसे कल्पकोडी ।
अकस्मात आकारलें काळ मोडी ।
पुढें सर्व जाईल कांहीं न राहे ।
मना संत आनंत शोधूनि पाहे ॥

૧ જ્યાં પોતાના મૂળ સ્વરૂપને પામ્યા એટલે પછી જન્મ મરણ એ કશું રહેવું નથી. કારણકે મૂળ સ્વભાવે જન્મ મરણ નથી જ.

[1]દિસે લોચને તે નહિ કલ્પ કોડે,
અકસ્માત આકારને કાળ મોડે;
[2]પછી સર્વ જાશે નહિ કાંઈ રહેશે,
મન: [3]સંત [4]આનંત્ય તું શોધી જોજે.

૧૪૭

फुटेना तुटेना चळेना ढळेना ।
सदा संचलें मींपणें तें कळेना ।
तया येकरुपासि दूजें न साहे ।
मना संत आनंत शोधूनिपाहे ॥

ફુટેના તુટેના ચળેના ઢળેના,
સદા છે ભર્યો હુંપણું તે કળેના;

---

૧ આંખેથી દેખાય એવી વસ્તુ કોટી કલ્પે પણ નાશવંતજ. ૨ આવી રીતે આ દ્રવ્ય આખરે નાશ પામી જવાનું; દેખાય છે તે નથીજ એવું થઇ જવાનું. ૩ સંતનો અહીં અર્થ શાશ્વત; ૪ જેનો અંત નહિ એવું બ્રહ્મ.

નહિ બીજું [1]ખંટાય તે એકરૂપે,
મન: સંત આનંત્ય તું શોધી જોજે.

૧૪૮

निराकार आधार ब्रह्मादिकाचा ।
जया सांगतां सीगली वेदवाचा ।
विवेकें तदाकार होऊनि राहें ।
मना संत आनंत शोधूनि पाहे ॥

નિરાકાર આધાર બ્રહ્માદિકોના,
જહાં વીરમી .. વર્ણવે વેદવાચા;
વિવેકે તદાકાર થૈને તું રહેજે,
મન: સંત આનંત્ય તું શોધી જોજે.

૧૪૯

जगीं पाहतां चर्मचक्षीं न लक्षे ।
जगीं पाहतां ज्ञानचक्षीं नरक्षे ।

૧ જ્યાં સર્વત્ર અને સર્વ એકજ છે ત્યાં અન્યનો અવકાશ નથી.

जगीं पाहतां पाहणें जात आहे ।
मना संत आनंत शोधूनि पाहें ॥
જગે પેખતાં ચર્મનેત્રે ન [1]લક્ષે,
જગે પેખતાં જ્ઞાનનેત્રે [2]નિરીક્ષે;
જગે પેખતાં પેખવું નાશ પામે,
મનઃ સંત આનંત્ય તું શોધી જોજે.

૧૫૦

नसे पीत ना श्वेत ना श्याम काहीं ।
नसे व्यक्त अव्यक्त ना नीळ नाहीं ।
म्हणे दास विश्वासतां मुक्ति लाहे ।
मना संत आनंत शोधूनि पाहें ॥
નથી પીત કે શ્વેત કે શ્યામ કાંઇ,
નથી વ્યક્ત અવ્યક્ત કે નીલ છાંઇ;

૧ ચર્મચક્ષુને દેખાતું નથી. ૨ જ્ઞાનનેત્રે નિરખાય છે, જોવાય છે.

કહે દાસ વિશ્વાસથી મુક્તિ રાજે,
મનઃ સંત આનંત્ય તું શોધી જોજે.

૧૫૧

खरें शोधितां शोधितां शोधताहे ।
मना बोधितां बोधितां बोधिताहे ।
परी सर्व ही सज्जनाचेनि योगें ।
बरा निश्चयो पाविजे सानुरागें ॥

ખરૂં શોધતાં શોધતાં શોધ પામે,
મનઃ બોધતાં બોધતાં બોધ જામે;
પરંતુ બધું સાધુના [1]સંગયોગે,
ખરા નિશ્ચયો પામવા [2]સાનુરાગે.

૧૫૨

बहुतां परीं कूसरी तत्वझाडा ।
परी अंतरीं पाहिजे तो निवाडा ।

૧ સંગના યોગથી, સંગ થવાથી. ૨ સાધુના સંગની પ્રીતિથી.

मना सार साचार तें वेगळें रे ।
समस्तांमधें येक तें आगळें रे ॥

બહુ ચાતરી વિદ્વતા તત્ત્વ-શાસ્ત્રે,
પરંતુ ધરે એક સિદ્ધાંત ચિત્તે;
મનઃ સાર સાચો ખરે વેગળો રે,
બધા સર્વમાં એક તે શ્રેષ્ટ છે રે.

૧૫૩

नव्हे पिंडज्ञानें नव्हे तत्त्वज्ञानें ।
समाधान कांहीं नव्हे तानमानें ।
नव्हे योगयागें नव्हे भोगत्यागें ।
समाधान तें सज्जनाचेनि योगें ॥

નહિ પિંડ-જ્ઞાને નહિ તત્ત્વ-જ્ઞાને,
[2]સમાધાન કાંઈ નહિ [3]તાન[4]માને;

૧ બેહદએ. ૨ સમાધિ અથવા નિશ્ચય, ૩ ગાયનની તાન અને ગાયનનું પ્રમાણ.

નહિ [૫]યોગયાગે નહિ [૬]ભોગત્યાગે,
[૭]સમાધાન તે સાધુના સંગયોગે.

૧૫૪

महावाक्य तत्वादिकें पंचिकर्णे ।
खुणें पांविजें संतसंगें विवर्णें ।
द्वितीयेसि संकेत जो दाविजेतो ।
तया सांडुनीं चंद्रमा भाविजेतो ॥

[૮]મહાવાક્ય,' તત્વાદિને પંચીકર્ણે,
નિશાની મળે સંતસંગે વિવર્ણે,
બીજે ચંદ્ર જોવા નિશાની બતાવે,
પછી તે નિશાની ત્યજી ચંદ્ર સેવે.

૧૫૫

दिसेना जनीं तें चि शोधूनि पाहें ।
बरे पाहतां गूज तेथें चि आहे ।

૫ યોગ અને યજ્ઞથી. ૬ ભોગ અને તેના ત્યાગથી.
૭ લક્ષ સધાય, કુંચી મળે, ધડ બેસે, ૮ મહાવાક્ય

करीं वेऊं जातां कदा आडळेना ।
जनीं सर्व कोंदाटलें तें कळेना ॥

દિસે ના જને તેજ શોધી નિહાળ,
ખરૂં ન્યાળતાં ગુહ્ય છે ત્યાંજ ભાળ:
લીએ હાથથી તો કદિ હાથ નાવે,
બધે છે ભરેલો છતાં ના કળાએ.

(૪) મનઃ સર્વ હું જાણું એ છોડી રહે જે.

(૧૫૬—૧૫૨)

૧૫૬

म्हणे जाणता तो जनीं मूर्ख पाहे ।
अतर्कासि तर्कीं असा कोण आहे ।
जनीं मीपणें पाहतां पाहवेना ।
तया लक्षितां वेगळें राहवेना ॥

પંચીકરણ વિગેરે લક્ષ્ય સાધવા માટે છે અને તે તો સાધુના સંગથી સમજાય.

કહે જાણું તે તો જગે મૂર્ખ જાણ,
  અતર્ક્યે શકે તર્કી તે એવું કોણ ?
અહંતાથી જોતાં નહિ તે જણાય,
  જણાતાં પછી વેગળા ના થવાય.

१५७

बहू शास्त्र धुंडाळितां वाड आहे ।
  जया निश्चयो येक तो ही न साहे ।
मती भांडती शास्त्रबोधें विरोधें ।
  गती खुंटती ज्ञानबोधें प्रबोधें ॥

[1]બહુ શાસ્ત્ર ઢુંઢે નહિ પાર તેમાં,
  નહિ એક નિર્ણિત સિદ્ધાંત જેમાં;
[2]મતાર્થી લઢે [3]શાસ્ત્રબોધે વિરોધે;
  ગતિ છૂટતી જ્ઞાનબોધે પ્રબોધે.

૧ શાસ્ત્રો ઘણાં, તેને તપાસતાં તે બધાના સિદ્ધાંત જુદા જુદા;તે બધાંનો એક સિદ્ધાંત નહિ.૨ મતવાદી વિરોધી સિદ્ધાંતમાં એક બીજા પોતાનો મત પ્રતિપાદન કરવા લઢે છે. ૩ તેમાં પણ જ્ઞાનનું પ્રબોધન થતાં જગને

૧૫૮

श्रुती न्याय मीमांसकें तर्कशास्त्रें ।
स्मृती वेदवेदांत वाक्यें विचित्रें ।
स्वयें शेष मौनावला स्थीर पाहे ।
मना सर्व जाणीव सांडून राहे ॥

[૪]શ્રુતિ ને મીમાંસા અને ન્યાય તર્ક,
સ્મૃતિ વેદ વેદાંત વાક્યો વિચિત્ર;
સ્વયં શેષ મૌની થઈ શાંત જુએ,
મનઃ સર્વ હું જાણું એ છોડી રહેજે.

૧૫૯

जेणें मक्षिका भक्षिली जाणिवेची ।
तया भोजनाची रुची प्राप्त कैंचीं ।

જણાવવાની ગતિ ચાલતી નથી. ૪ એ વસ્તુ પર છે. શ્રુતિ, મીમાંસા, ન્યાયતર્ક, સ્મૃતિ, વેદવેદાંત એ કશાનું ચાલતું નથી; વાસ્તે હું જાણું એવો અહંકાર છોડ.

अहंभाव ज्या मानसीचा विरेना।
तया ज्ञान हें अन्नपोटीं जिरेना।
'હું જાણું' તણી મક્ષિકા ભક્ષી જેણે,
પછી રૂચિ ખાવા તણી કેવી તેને?
અહંભાવ જેના મનેથી ટળેના,
કદિ જ્ઞાનનું અન્ન તેને પચેના.

१६०

नको रे मना वाद हा खेदकारी।
नको रे मना भेद नाना विकारी।
नको रे मना सीकऊं पूढीलांसी।
अहंभाव जो राहिला तूज पासीं॥
ન હો રે મન: વાદ આ ખેદકારી,
ન હો રે મન: ભેદ નાના વિકારી;
નહિ રે મન: શિખ દેતો બીજાને,
અહંભાવ છે જ્યાં લગી તુંજ માંહે.

૧૬૧

अहंतागुणें सर्व ही दुःख होतें ।
मुखें बोलिले ज्ञान तें व्यर्थ जातें ।
सुखी राहतां सर्व ही सूख आहे ।
अहंतां तुझी तूं चि शोधूनि पाहें ॥

અહંતાગુણે સર્વ આ દુઃખ થાતું,
મુખેથી કથેલું વૃથા જ્ઞાન જાતું:
[1]સુખેથી રહેતાં બધું સુખ રાજે,
અહંતા તું તારી સ્વયં શોધી જોજે.

૧૬૨

अहंतागुणें नीति सांडी विवेकी ।
अनीतीबळें श्लाघ्यता सर्व लोकीं ।
परी अंतरीं सर्व ही साक्ष येते ।
प्रमाणांतरें बुद्धि सांडूनि जातें ॥

---

૧ અહંતા છોડી સુખેથી રહેતાં બધું જગત્ સુખરૂપ થાય છે.

[1]અહંતાગુણે નીતિ છોડે વિવેકી,
અનીતિબળે લોકમાં ખ્યાતિ થાતી;
પરંતું ઉરે સર્વ તે સાક્ષી થાએ,
પ્રમાણાંતરો બુદ્ધિ તો છોડી જાએ.

## (૫) સત્સંગથી દેહ બુદ્ધિ છોડીને આત્મ બુદ્ધિ કરવી

(૧૬૩—૧૬૪)

૧૬૩

देहेबुद्धिचा निश्चयो दृढ जाला ।
देहातीत तें हीत सांडीत गेला ।
देहेबुद्धि ते आत्मबुद्धि करावी ।
सदा संगती सज्जनाची धरावी ॥

[1] અહંતાના કારણે વિવેકી છતાં, પોતે જ્ઞાતા છતાં, નીતિનો માર્ગ છોડે અને એક વખતે અનીતિથી ચાલતાં લોકમાં વાહ વાહ થાય તોપણ અંતરમાં તો સાલવાનું. આવા પુરૂષની બુદ્ધિને શાસ્ત્રનાં પ્રમાણો પણ કામ લાગતાં નથી.

[1]તનુ-બુદ્ધિ-અધ્યાસ પૂરો દડયો જ્યાં,
[2]તનાતીત જે હિત તે છુટતું ત્યાં;
[3]તનુબુદ્ધિ તે આત્મબુદ્ધિ કરી લે,
સદા સંગતી સજ્જનોની ધરી લે.

૧૬૪

**मनें कल्पिला वीषयो सोडवावा ।**
**मने देव निर्गूण तो वोळखावा ।**
**मनें कल्पितां कल्पना ते सरावी ।**
**सदा संगती सज्जनाची धरावी ॥**

[4]મને ચિંતવ્યા વિષયો છોડી દેવા,
મને દેવ નિર્ગુણને જાણી લેવા;

૧ હું દેહ છું એવો અભ્યાસ, મ્હાવરો. ૨ શરીરથી પર. ૩ હું દેહ છું તેના બદલામાં હું આત્મા છું એવી મતિ કરી લે. ૪ મનની ચિંતવેલી કલ્પના એટલે દ્વૈતની કલ્પના છોડવી અને અદ્વૈતની કલ્પના પણ છોડવી એટલે નિર્ગુણ દેવની ઓળખ થાય છે.

મને ચિંતવી કલ્પના યે ત્યજી લે,
સદા સંગતિ સજ્જનોની ધરી લે.

૧૬૫

देहादीक प्रपंच हा चिंतियेला।
परी अंतरीं लोभ निश्चीत ठेला।
हरीचिंतने मुक्तिकांता वरावी।
सदा संगती सज्जनाची धरावी॥

પ્રપંચો તનુ આદિ જો ચિંતવ્યા તો,
પછી અંતરે લોભ નિશ્ચિત થાતો;
હરિચિંતને મુક્તિકાંતા વરી લે,
સદા સંગતિ સજ્જનોની ધરી લે.

૧૬૬

अहंकार विस्तारला या देहाचा।
स्त्रियापुत्रमित्रादिकें मोह त्यांचा।
बळें भ्रांति हे जन्मचिंता हरावी।
सदा संगती सज्जनाची धरावी॥

[1]અહંકાર તે વિસ્તર્યો આ તનુનો,
સ્ત્રી ને પુત્ર મિત્રાદિમાં મોહ જેનો;
બળે ભ્રાંતિ આ જન્મચિંતા હરી લે,
સદા સંગતિ સજ્જનોની ધરી લે.

૧૬૭

बरा निश्चयो शाश्वताचा करावा ।
म्हणे दास संदेह तो वीसरावा ।
घडीनें घडी सार्थकाची करावी ।
सदा संगती सज्जनाची धरावी ॥

પૂરિ [2]નિશ્ચિતિ શાશ્વતે તું કરી લે,
કહે દાસ સંદેહ તે વિસરી લે;
ઘડી સર્વ સાફલ્યવાળી કરી લે,
સદા સંગતિ સજ્જનોની ધરી લે.

---

૧ અહંકારનો વિસ્તાર પામી સ્ત્રી મિત્ર પુત્રાદિ લગી પ્હોંચે છે. આ બધાનું કારણ ભ્રાંતિ છે, એથી જ જન્મ મરણ વારંવાર થાય છે. ૨ નિશ્ચય, ખાતરી.

૧૬૮

करी वृत्ति जो संत तो संत जाणा।
दुराशागुणें जो नव्हे दैन्यवाणा।
उपाधी देहेबुद्धितें वाढवीते।
परी सज्जना केवि बाधूं शके ते।

કરે [1]વૃત્તિ જે સંત તે સંત જાણો,
[2]દુરાશાગુણે લેશ ના દીનતાનો;
[3]ઉપાધિ તનુબુદ્ધિને તો વધારે,
પરંતુ જરી સંતને કેમ બાંધે?

૧૬૯

नसे अंत आनंन संता पुसावा।
अहंकारविस्तार हा नीरसावा।

૧ જે પોતાની વૃત્તિને સંત બનાવે; સંતના ગુણોવાળી બનાવે તે સંત. ૨ સંસારના પદાર્થોની આશા અને તેને લઈને તેને જરી પણ દીનતા નથી હોતી. ૩ સંતને પણ થોડીક કદાચ ઉપાધી હોય પરંતુ તેને તે કેવી રીતે અસર કરી શકે?

गुणेंवीण निर्गूण तो आठवावा ।
देहेबुद्धिचा आठवो नाठवावा ॥
[1]નહિ અંત આનંત્ય સંતોથી જાણ,
અહંકાર વિસ્તારનો અંત આણ;
ગુણાતીત નિર્ગુણને તું સ્મરી લે,
તનુબુદ્ધિની યાદિને વિસ્મરી લે.

૧૭૦

देहेबुद्धि हे ज्ञान बोधें त्यजावी ।
विवेकें तये वस्तुची भेटि घ्यावी ।
तदाकार हे वृत्ति नाहीं स्वभावें ।
म्हणोनि सदा तें चि शोधीत जावें ।
તનુબુદ્ધિ એ ત્યાગવી જ્ઞાનબોધે,
કરી લેવી તે વસ્તુપ્રાપ્તિ વિવેકે;

૧ નહિ અંત તે આનંત્ય, અંત વગરનો તે બ્રહ્મ; તે તું જાતે ન જાણી શકે તો સંતો પાસેથી જાણી લે અને અહંકારના વિસ્તારનો અંત આણ.

[1]તદ્દાકાર આ વૃત્તિ તો ના સ્વભાવે,
સદા તેથી તે શોધનાં જાવું ભાવે.

૧૭૧

असे सार साचार तें चोरलेंसे ।
येहीं लोचनीं पाहतां दृश्य भासे ।
निराभास निर्गूण तें आकळेना ।
अहंताग्रुणें कल्पितां ही कळेना ॥

ખરો સાર [2]ચોરાયલોશો દિસે છે,
તનુલોચને પેખતાં દૃષ્ય ભાસે;
[3]નિરાભાસ નિર્ગુણ તેતો સુજેના,
[4]અહંતાગુણે કલ્પતાં યે કળેના.

૧ વૃત્તિ તદ્દાકાર નથી, બ્રહ્માકાર નથી. ૨ ચોરાયલા જેવો. ૩ મન બુદ્ધિને ભાસે નહિ એવો. ૪ અદ્વૈતપણાથી કલ્પતાંયે કળાતો નથી.

૧૭૨

स्फुरे वीषयीं कल्पना ते अविद्या ।
स्फुरे ब्रह्म रे जाण माया सुविद्या ।
मुळीं कल्पना दो रुपं ते चि जाली ।
विवेकें तरी स्वस्वरुपीं मिळाली ॥

સ્ફુરે વિષયે કલ્પના તે અવિદ્યા,
સ્ફુરે બ્રહ્મમાં જાણ માયા સુવિદ્યા;
થઇ કલ્પના બે રૂપે મૂળમાં તે,
વિવેકે પછી સ્વસ્વરૂપે મળી તે.

૧૭૩

स्वरूपीं उदेला अहंकार राहो ।
तेणे सर्व आच्छादिलें व्योम पाहो ।
दिशा पाहतां ते निशा वाढताहे ।
विवेकें विचारें विवंचूनि पाहें ॥

સ્વરૂપે ઉગ્યો છે અહંકાર રાહુ,
 જુઓ તેથી [1]આકાશ સર્વે છવાયું;
દિશા પેખતાં તો નિશા સર્વ લાગે,
 વિવેકે વિચારે તપાસી તું જોજે.

૧૭૪

जया चक्षुनें लक्षितां लक्षवेना ।
 भवा भक्षितां रक्षितां रक्षवेना ।
क्षयातीत तो अक्षयी मोक्ष देतो ।
 दयादक्ष तो साक्षिनें पक्ष घेतो ॥
[2]ન તે ચક્ષુથી લક્ષતાં લક્ષ આવે,
 [3]ભવો ભક્ષતાં રક્ષતાં ના બચાએ;

૧ ચિદાકાશ. ૨ તે શાશ્વત બ્રહ્મ ચર્મચક્ષુથી કોઈ રીતે લક્ષમાં આવતો નથી, દેખાતો નથી. ૩ જ્ઞાનચક્ષુએ તેનો સાક્ષાત્કાર થતાં વારંવાર જન્મવું અને મરવું એવા ભવો ભક્ષાઈ જાય છે પછી એને બચાવવા જતાં તે બચી શકતાં નથી.

[1]ક્ષયાતીત તે અક્ષથી મોક્ષ દે છે,
[2]દયાદક્ષ તે સાક્ષીથી પક્ષ લે છે.

## ૫ સગુણનિર્ગુણાતીત શુદ્ધ સ્વરૂપ.

( ૧૭૫—૨૦૫ )

### (૧) કેવળ બ્રહ્મ.

( ૧૭૫—૧૭૯ )

૧૭૫

विधी निर्मितां लीहितो सर्व भाळीं ।
परी लीहितो कोण त्याचे कपाळीं ।
हरू जाळितो लोक संहारकाळीं ।
परी सेवटीं शंकरा कोण जाळीं ॥

વિધિ નિર્મતાં તે લખે સર્વ ભાલે,
પરંતુ લખે કોણ તેના કપાળે;

---

૧ ક્ષયથી પર, ક્ષય રહિત, અવિનાશી પદ આપે છે.
૨ પરમ દયાળુ પરમાત્મા પોતે પંડે વારંવાર ભક્તની વ્હારે ધાય છે.

દહે રૂદ્ર સૌ લોક સંહારકાળે;
પછી રૂદ્રને અંતમાં કોણ બાળે?

૧૭૬

जगीं द्वादशादित्य हे रुद्र अक्रा ।
असंख्यात संख्या करी कोण शक्रा ।
जगीं देव धुंडाळितां आढळेना ।
जनीं मुख्य तो कोण कैसा कळेना ॥

જગે બાર ભાનુ અગીઆર રૂદ્ર,
અસંખ્યાત સંખ્યા કરે કોણ [1]શક્ર?
જગે દેવને ઢુંઢતાં તો જડેના,
જગે મુખ્ય તે કોણ કેવા કળેના.

૧૭૭

तुटेना फुटेना कदा देवराणा ।
चळेना ढळेना कदा दैन्यवाणा ।

---

૧ શક્ર એટલે ઇંદ્ર તે અસંખ્ય છે તેની ગણના કોણ કરે?

कळेना कळेना कदा लोचनासी ।
वसेना दिसेना जनीं मीपणासी ॥
તુટેના ફુટેના કદિ દેવરાણા,
ચળેના ઢળેના કદિ દીનતામાં;
કળેના કળેના કદિ લોચનોથી,
વસેના દિસેના જને હુંપણાથી.

૧૭૮

जया मानला देव तो पूजिताहे ।
परी देव शोधूनि कोणी न पाहे ।
जगीं पाहता देव कोट्यानकोटी ।
जया मानिली भक्ति जे तेचि मोठी ॥
પૂજે લોક તે દેવ જે માની લેતા,
સ્વયં દેવ કોઈ નહિ શોધી જોતા;
જગે પેખતાં દેવ કોટચાનકોટી,
ગમી જેમને ભક્તિ જે તે જ મોટી.

૧૭૯

तिन्ही लोक जेथूनि निर्माण जाले ।
तया देवरायासि कोण्ही न बोले ॥
जगीं थोरला देव तो चोरलासे ।
गुरूवीण तो सर्वथाही न दीसे ॥

ત્રણે લોક જેમાંથી નિર્માણ પામ્યા,
ન તે દેવના દેવનું કાંઇ કહેતા;
જગે શ્રેષ્ઠ તે દેવ ચોરાયલો છે,
ગુરૂ વિણુ તે સર્વથા નાજ દીસે.

૨ ઢોંગી ગુરૂ નહિ પણ સાચા ગુરૂ જોઇએ.

( ૧૮૦—૧૮૩ )

૧૮૦

गुरू पाहतां पाहतां लक्ष कोटी ।
बहुसाल मंत्रावळी शक्ति मोठी ।
मनीं कामना चेटकें धातमाता ।
जनीं व्यर्थ रे तो नव्हे मुक्तिदाता ॥

[1]ગુરૂ પેખતાં પેખતાં લક્ષ કોટી,
બહુ વિધ મંત્રાવળી શક્તિ મોટી;
મને કામના દૂમણો ઘાતપાત,
જને વ્યર્થ તે મુક્તિ દાતા ન તાત.

૧૮૧

नव्हे जेटकू चाळकू द्रव्यभोंदू ।
नव्हे निंदकू मत्सरू भक्तिमंदू ।
नव्हे उन्मतू व्यसनी संगबाधू ।
जनीं ज्ञानियां तो चि साधू अगाधु ॥

નહિ [2]ચેટકી ફંદી કે દ્રવ્યધૂર્ત,
ન નિંદાપ્રીતિ, મત્સરી [3]ભક્તિમંદ;
દુરાચારી ઉન્મત્ત [4]ના સંગબાધ,
જને જ્ઞાની જે તેજ સાધુ અગાધ

૧ મનમાં અનેક પ્રકારની કામનાઓ, કામણ દુંમણ, ઘાતપાત–મારણ જારણ વિગેરે હોય છે, આવા ગુરૂ કદિ મુક્તિ નજ આપી શકે. ૨ ચેટકવાળો. ૩ ભક્તિમાં મંદ, નામનો. ૪ સંગની અસર વિનાનો.

૧૮૨

नव्हे वाउगी चाहुटी काम पोटीं ।
क्रियेवीण वाचाळता ते चि मोठी ।
मुखें बोलिल्यासारखें चालताहे ।
मना सद्‌गुरु तो चि शोधूनि पाहें ॥

[1]નહિ વ્યર્થ વાચાળતા કામ ચિત્તે,
[2]ક્રિયાવીણ વાચાળતા સર્વ એ તે;
[3]મુખે નિત્ય બોલ્યા સમું ચાલતા જે,
મનઃ સદ્‌ગુરૂ તેજ તું શોધી જોજે.

૧૮૩

जनीं भक्त ज्ञानी विवेकी विरागी ।
कृपाळू मनस्वी क्षमावंत योगी ।

---

૧, ૨ જેમના બોલવામાં માત્ર વાચાળતા, હૃદયમાં કામનાની ધગસ, વર્તન શૂન્ય અને બોલવામાં માત્ર ચાલાક, આવા ગુરૂ કામના નહિ. ૩ જે બોલે તેજ પ્રમાણે ચાલે તેવાજ ગુરૂને તું શોધી જો.

प्रभू दक्ष व्युत्पन्न चातुर्य जाणे ।
तयाचेन योगें समाधान बाणें ॥
જને ભક્ત, જ્ઞાની, વિવેકી, વિરાગી,
કૃપાળુ, [૧]મનસ્વી, ક્ષમાવંત, યોગી;
પ્રભુ, દક્ષ, વ્યુત્પન્ન ચાતુર્ય જાણે,
[૨]થતાં યોગ તેને સમાધાન જામે.

## ૩ સંગ છોડીને મુખ્ય દેવને ભજવા.

(૧૯૪—૨૦૧)

૧૯૪

नव्हे तें चि जालें नसे तें चि आलें ।
कळों लागलें सज्जनाचेनि बोलें ।
अनिर्वाच्य तें वाच्य वाचें वदावें ।
मना संत आनंत शोधीत जावें ॥

---

૧ મનને વશ રાખનાર. ૨ આવા ગુણવાળાનો યોગ થતાં સમાધાન પમાય.

નહિ તે થયું કે નહિ આવ્યું એ તે,
  કળાતું થયું [1]સજ્જનોના સુવેણે;
[2]અનિર્વાચ્ય તે [3]વાચ્ય શબ્દે વદી લે,
  મન: સંત આનંત્યને શોધતો રૂડે.

૧૮૫

लपावें अतीआदरें रामरुपीं।
  भयातीत निश्चीत ये स्वस्वरुपीं।
कदा तो जनीं पाहतां ही दिसेना।
  सदा ऐक्य तो भिन्नभावें वसेना॥

લપાવું અતિ આદરે રામરૂપે,
  ભયાતીત નિશ્ચિત તે સ્વસ્વરૂપે;
કદિ તે જને દેખતાં તો દીશેના,
  સદા ઐક્ય તે ભિન્નભાવે વસેના.

૧ સાધુઓના. ૨ વાણીમાં ન આવી શકે એવું. ૩ વાણીમાં લાવી શકાય એવા.

૧૮૬

सदा सर्वदा राम सन्नीध आहे ।
मना सज्जना सत्य शोधून पाहें ॥
अखंडीत भेटी रघूराजयोगु ।
मना सांडि रे मीपणाचा वियोगु ॥

સદા સર્વદા રામ [1]સાનિધ્યમાં છે,
મનઃ સુજ્ઞ રે સત્ય તું શોધી જોજે;
[2]અખંડિત મેળાપ છે રામયોગ,
[3]મનઃ છોડ રે હુંપણાનો વિયોગ.

૧૮૭

भुतें पिंड ब्रह्मांड हें ऐक्य आहे ।
परी सर्व ही स्वस्वरुपीं न साहे ।

૧ પાસે, સમિપમાં. ૨ રામનો યોગરૂપી મેળાપ નિરંતર છેજ. ૩ માત્ર વિયોગ કરાવનાર હુંપણું છોડ.

मना भासलें सर्व कांहीं पहावें ।
परी संग सोडूनि सूखीं रहावें ॥

[1]ભૂતો પિંડ બ્રહ્માંડનું ઐક્ય છે રે,
[2]છતાં સર્વ એ સ્વસ્વરૂપે ન સોહે;
[3]મન: ભાસતું સર્વ કાંઇ તું જોજે,
[4]પરંતુ ત્યજી સંગ સુખેથી રૂહેજે.

૧૮૮

देहेभान हें ज्ञानशस्त्रें खुडावें ।
विदेहीपणें भक्तिमार्गें चि जावें ।
विरक्तीबळें निंद्य सर्वै त्यजावे ।
परी संग सोडूनि सूखें रहावें ॥

૧ પંચભૂતો, પિંડ અને બ્રહ્માંડની ઐક્તા છે. ૨ પણ ખરી ઐક્તાવાળો આત્મા એટલે સ્વસ્વરૂપ તો તેથી અન્યજ છે. ૩, ૪ જે નયનથી અને મનથી જણાય તે ભલે જોયા કરજે પરંતુ એ બધામાં નિ:સંગ રહી પોતાના સ્વરૂપમાંજ આરામ પામીને રહેજે.

[1]તનું ભાન તે [2]જ્ઞાન-શસ્ત્રે વિદાર,
[3]વિદેહીપણે ભક્તિપં[5]થેથી ચાલ;
[4]વિરક્તિબળે નિંદ્ય સૌ છોડી દેજે,
પરંતુ ત્યજી સંગ સુખેથી રૂહેજે.

૧૮૯

मही निर्मिली देव तो वोळखावा।
जया पाहतां मोक्ष तत्काळ जीवा।
तया निर्गुणालागि गूणी पहावें।
परी संग सोडूनि सूखें रहावें॥

મહી નિર્મી તે દેવને જાણી લેવો,
પ[5]હીઠે જે થતા મુક્ત તત્કાળ જીવો;

1 દેહનું ભાન, દેહાધ્યાસ. ૨ અસંગરૂપી શસ્ત્રથી. ૩. દેહ હું નથી પણ હું આત્મા છું એવાપણાથી. ૪ વૈરાગ્ય. ૫ જેને જોવાથી, જેનો સાક્ષાત્કાર થવાથી.

[1]સગુણીરૂપે નિર્ગુણી તે તું જોજે,
પરંતુ ત્યજી સંગ સુખેથી રૂહેજે.

૧૯૦

नव्हे कार्यकर्ता नव्हे सृष्टिभर्ता ।
परेहून पर्ता न लिंपे विवर्ता ॥
तथा निर्विकल्पासि कल्पीत जावें ।
परी संग सोडूनि सूखें रहावें ॥

[2]નહિ કાર્યકર્ત્તા નહિ [3]સૃષ્ટિભર્તા,
[4] પરાતીત [5]વિવર્તથી ના લિંપાતા,
[6]તું તે નિર્વિકલ્પે જજે કલ્પતો રે,
પરંતુ ત્યજી સંગ સુખેથી રૂહેજે.

---

૧ નિર્ગુણ પોતેજ સગુણરૂપે થયા છે એવું જોજે. ૨ બ્રહ્મા. ૩ વિષ્ણુ. ૪ પરાવાણીથી પર. ૫ માયાજાળથી. ૬ એ નિર્વિકલ્પને વિષે તું કલ્પ્યા કરજે પરંતુ [illegible] બધાથી નિસંગ રહી તું તારા સ્વરૂપમાં સુખેથી રહેજે.

૧૯૧

देहेबुद्धिचा निश्चयो ज्या ढळेना ।
तया ज्ञान कल्पांतकाळीं कळेना ।
परब्रह्म ते मींपणें आकळेना ।
मनीं शून्य अज्ञान हें मावळेना ॥

તનુબુદ્ધિ અધ્યાસ જેનો ન નાશે,
કળે જ્ઞાન તેને ન કલ્પાંત કાળે;
પરબ્રહ્મ તે હુંપણે ના કળાએ,
મને [1]શૂન્ય અજ્ઞાન ના આથમે એ.

૧૯૨

मना नाकळे नाढळे रूप ज्याचें ।
दुजेवीण तें ध्यान सर्वोत्तमाचें ।
तया खूण ते हीण दृष्टांत पाहे ।
तेथे संग निसंग दोनी न साहे ॥

---

૧ શૂન્યરૂપી અજ્ઞાન.

મને ના સુજે ના ઢળે રૂપ જેનું,
[1]નહિ બીજું તે ધ્યાન સર્વોત્તમીનું;
[2]નિશાની ખરી હીણુ દૃષ્ટાંત જો તે,
[3]ન ત્યાં સંભવે સંગ નિઃસંગ એકે.

१९३

नव्हे जाणता नेणता देवराणा।
न ये वर्णितां वेदशास्त्रा पुराणा।
नव्हे दृश्य अदृश्य साक्षी तयाचा।
श्रुती नेणती नेणती अंत त्याचा॥

નહિ જ્ઞાની અજ્ઞાની દેવેશ જાણ,
ન વર્ણી શકે વેદશાસ્ત્રો પુરાણ;

---

૧ બ્રહ્માંડમા તે સીવાય અન્ય નહિ તેજ સર્વોત્તમ બ્રહ્મનુ પરમ ધ્યાન. ૨ ઉપમા વગરનો તેજ તેનું ખરૂ લક્ષણ ૩ તેમા તે બ્રહ્મમા સગ, નિસગ એ માહેલું એકે સભવતું નથી

નહિ દૃશ્ય અદૃશ્ય કે સાક્ષી તેનો,
શ્રુતિ નેતિ નેતિ કહે અંત જેનો.

૧૯૪

वसे हृदई देव तो कोण कैसा ।
पुसे आदरें साधकू प्रश्न ऐसा ।
देहे टाकितां देव कोठे रहातो ।
परी मागुता ठाव कोठें पहातो ॥

વસે અંતરે દેવ તે કોણ કેવો ?
પુછે આદરે શિષ્ય તે પ્રશ્ન એવો;
તનું છોડતાં દેવ ક્યાં તે રહે છે ?
પછી સ્થાનપાછું કહીં તે જુએ છે ?

૧૯૫

वसे हृदई देव तो जाण ऐसा ।
नभाचे परी व्यापकू जाण तैसा ।
सदा संचला येत ना जात कांहीं ।
तयावीण कोठें रिता ठाव नाहीं ॥

વસે અંતરે દેવ તે જાણુ એવો,
અને જાણજે વ્યાપી આકાશ જેવો;
સદા છે ભરેલો ન આવે ન જાએ,
નહિ તે વિના ઠામ છે ઠાલું ક્યાંએ.

૧૯૬

नभीं वावरे जो अणूरेणु कांहीं।
रिता ठाव या राघवेंवीण नाहीं।
तया पांहतां पाहतां तेंचि जालें।
तेथे लक्ष आलक्ष सर्वे बुडालें॥

નભે સંચરે જે અણુંરેણું કાંઇ,
નહિ ખાલી એ રામવિનાનું ભાઇ;
હરિ પેખતાં પેખતાં તેજ થાતા,
તહીં લક્ષ્ય અલક્ષ્ય સર્વે વિલાતા.

૧૯૭

नभासारिखें रूप या राघवाचें।
मनीं चिंतितां मूळ तूटे भवाचें।

तया पाहतां देहबुद्धी उरेना।
सदा सर्वदा आर्त पोटीं पुरेना॥

જગે રામનું રૂપ છે વ્યોમ જેવું,
મને ચિંતવ્યે મૂળ તુટે ભવોનું;
હરિ પેખતાં દેહબુદ્ધિ ન રહેની,
સદા સર્વદા તૃપ્તિ ચિત્તે ન થાતી.

૧૯૮

नभें व्यापिलें सर्व सृष्टीस आहे।
रघूनायका उपमा न साहे।
दुजेवीण जो तोचि तो हा स्वभावें।
तया व्यापकूं व्यर्थ कैसें म्हणावे॥

[1]બધી સૃષ્ટિને વ્યોમ વ્યાપી રહ્યું છે,
નહિ ઉપમા રામને યોગ્ય એ છે;

---

૧ અત્યાર લગી અનેક રીતે બ્રહ્મનું સ્વરૂપ સમજાવ્યું. તેમા વારે વારે આકાશની ઉપમા આપીને તે

નહિ અન્ય જે તેજ છે એ સ્વભાવે,
પછી વ્યાપી તે વ્યર્થ ક્યાંથી કહાવે ?

१९९

अती जीर्ण विस्तीर्ण तें रुप आहे ।
तेथे तर्कसंपर्क तोही न साहे ।
अती गूढ तें दृढ तत्काळ सोपें ।
दुजेवीण जें खूण स्वामिप्रतापें ॥

[2]અતિ જીર્ણ [3]વિસ્તિર્ણ તે રૂપ છે રે,
[4]તહીં તર્કસંકર્પ ના સંચરે રે;
[5]અતિ ગૂઢ અદ્વૈત સંજ્ઞા અનુપે,
[6]થતું સ્હેલુ તત્કાળ સ્વામીપ્રતાપે.

---

સમજાવ્યું પણ તે આકાશની ઉપમા પણ બરાબર નથી; એને આકાશની પેઠે સર્વવ્યાપી કહો તે પણ બરાબર નથી; કારણ કે તેના જેવુ બીજુ કશુ છેજ નહિ; તોપછી આકાશની માફક વ્યાપક ક્યાંથી કહેવાય? ૨ પુરાતન. ૩ વિશાળ. ૪ અનકર્ય. ૫, ૬ ગૂઢ અને અનુપમ છતાં ગુરૂ પ્રતાપે તે સુગમ છે.

२००

कळे आकळे रूप तें ज्ञान होतां ।
तेथें आटली सर्वसाक्षी अवस्था ।
मना उन्मनी शब्द कुंठीत राहे ।
तो गे तोचि तो राम सर्वत्र पाहे ॥

[1]કળે ને સુજે રૂપ તે જ્ઞાન થાતાં,
[2]પછી ત્યાં ટળી સર્વ સાક્ષી અવસ્થા;
મન: [3]ઉન્મને [4]શબ્દ કુંઠિત થાએ,
[5]સદા તેજ તે રામ સર્વત્ર જુએ.

---

૧ સદ્‌ગુરૂ કૃપાથી જ્ઞાન થતા રામરૂપનો સાક્ષાત્કાર થાય છે ૨ પણ તે સાક્ષાત્કાર થતા પોતે જોનાર તરીકે ભિન્ન રહી શકતો નથી. ત્યા જોનાર, જોવાનું અને જોવાપણુ એવી ત્રિપુટી રહિત થવાય છે ૩ મનનો ક્ષય થાય છે. ૪ અને વાણી વિરમે છે ૫ જોનાર જોવાનુ અને જોવાપણુ એ ત્રિપુટી રામરૂપ બને છે

२०१

कदा वोळखोमाजि दूजें दिसेना ।
मनीं मानसीं द्वैत कांहीं वसेना ।
बहूतां दिसा आपुली भेटि जाली ।
विदेहीपणें सर्व काया निवाली ॥

કદિ અન્ય ભાસે નહિ ઓળખાતાં,
નહિ માનસી દ્વૈત ચિત્તે વસે ત્યાં;
બહુ દિવસેં આપથી આપ ભેટયો,
વિદેહીપણે જન્મ સાફલ્ય પામ્યો.



# ઉપસંહાર.

## (૧) સાધ્ય થઇને સાધન કરવું.

(૨૦૨-૨૦૪)

૨૦૨

मना गूज रे तूज हें प्राप्त जालें ।
  परी अंतरीं पाहिजे यत्न केलें ।
सदा श्रवणें पाविजे निश्चयासी ।
  धरी सज्जनसंगती धन्य होसी ॥

[1]મન: ગુહ્ય તેની થઈ પ્રાપ્તિ તારે,
  છતાં રાખવો જોઇએ યત્ન ઉરે;
સદા સુણતાં પામીએ નિશ્ચયો રે,
  રહે સંત સંગે થશે ધન્ય તું રે.

---

૧ હે મન પરમ ગુહ્ય એવું આત્મસ્વરૂપ તને પ્રાપ્ત થયું છતાં તેનું રક્ષણ કરી રાખવા માટે તારે અંતરે સદા યત્ન કરવોજ જોઇએ અને તે પણ તે યત્ન રૂપી સદા શ્રવણથી આત્મનિશ્ચય કાયમ રહેવાનો.

२०३

मना सर्वही संग सोडूनि द्यावा ।
अतीआदरें सज्जनाचा धरावा ।
जयाचेनि संगे महादुःख भंगे ।
जगीं साधनेवीण सन्मार्ग लागे ॥

મન: સર્વ આ સંગ તે છોડી દેવો,
અતિ આદરે સાધુનો સંગ લેવો;
થનાં સંગ જેનો મહા દુઃખ ભાંગે,
જગે સાધનોવીણુ સન્માર્ગ લાગે.

२०४

मना संग हा सर्व संगांस तोडी ।
मना संग हा मोक्ष तत्काळ जोडी ।
मना संग हा साधकां सीघ्र सोडी ।
मना संग हा द्वैत निःशेष मोडी ॥

[1]મન: સંગ આ સર્વ સંગો વછોડે,
મન: સંગ આ મોક્ષ તત્કાળ જોડે;
મન: સંગ આ સાધકો શિઘ્ર છોડે,
મન: સંગ આ દ્વૈત નિઃશેષ તોડે.

## (૨) ફળશ્રુતિ.

૨૦૫

मनाचीं शतें ऐकतां दोष जाती ।
मतीमंद ते साधना योग्य होती ।
चढे ज्ञानवैराग्यसामर्थ्य अंगीं ।
म्हणे दास विश्वासतां मुक्ति भोगीं ॥

---

૧ સંસારના અન્ય સંગ છોડી દઈ માત્ર આનંદપૂર્વક સદા સાધુનો સંગ કરવો, સત્સંગ કરવો, જેના સંગથી સંસારનું મહાદુઃખ નાશ પામેછે અને બીજા કોઈ પણ સાધન વગર સન્માર્ગ એટલે રામનો અનંતપંથ હાથ લાગે છે. એ સત્સંગ અન્ય સર્વ સંગથી છોડવે છે, માર્ગમાં જોડે છે, સાધુને ભવસાગરમાથી બચાવે છે અને દ્વૈત બુદ્ધિનો ઉચ્છેદ કરે છે.

[1]શતો મંનના શુણતા દોષ જાએ,
[2]મતિમંદ તે સાધના યોગ્ય થાએ;
ચઢે જ્ઞાન વૈરાગ્ય સામર્થ્ય અંગે,
[4]કહે દાસ વિશ્વાસતાં મુક્તિ ભોગે.



૧ શત એટલે સો.શતો એટલે બસોને પાંચ મનબોધના શ્લોકો. ૨ મનનપૂર્વક અને શ્રદ્ધાયુક્ત થઇ આ શ્લોકોનું શ્રવણ કરતાં જડ મૂઢ જીવ પણ સાધનાને યોગ્ય, અધિકારી બને છે. ૩ તેવો પણ જ્ઞાન વૈરાગ્ય સામર્થ્ય સંપન્ન થાય છે. ૪ વચન ઉપર વિશ્વાસ રાખતાં શ્રી સમર્થ રામદાસ કહે છે કે અંતે તે મુક્ત પણ થશે.

## મનબોધની આરતીઃ-



जय देव जय देव जय जय मनबोधा ।
पंचप्राणें आरती तुज स्वात्मशुद्धा ॥ध्रु०॥
वेदांचें जें गुह्य शास्त्रांचें जे सार ।
प्राकृत शब्दामाजी केला विस्तार ॥
कर्म उपासना ज्ञान गंभीर ।
ज्याचा मनमात्रें आत्मा गोचर ॥ जय देव० ॥१

दोन शतें पांच श्लोक हे जाण ।
श्रवणें अर्थें साधक पावती हे खूण ॥
परमार्थाशीं सुलभ मार्ग हा पूर्ण ।
यशवंत-सद्गुरु दासाचा प्राण ॥ जय देव० ॥२॥

જય દેવ જય દેવ જય જય મનબોધ,
પંચ પ્રાણો આરતી તુજ સ્વાત્મ શુદ્ધ. ધ્રુવ૦

વેદાંતનું જે ગુહ્ય શાસ્ત્રોનો સાર,
પ્રાકૃત શબ્દો માંહી કીધો વિસ્તાર;
કર્મ ઉપાસના જ્ઞાન ગંભીર,
જેના મનન મંત્રે આત્માગોચર. જયદેવ.

અસ્સો ને પાંચ શ્લોક આ જાણુ,
શ્રવણે અર્થ લહે સાધક લક્ષણુ;
પરમાર્થ પ્રતિ સુલભ માર્ગ આ પૂર્ણ,
યશવંત સદ્‌ગુરૂ દાસ તણો પ્રાણુ. જયદેવ૦ ૨

